કહે શું શંકર સત્ય, નવીન કોઈ નીરખે નાણું;
ખર ધર પૈખનળ અનીલ; શોધતા સાલ સતાણું.

**શબ્દાર્થ**—૧ ચંદ્ર, ૨ ભેંશ, ૩ જાડો, ૪ ખડ, ૫ અગ્નિ, ૬ વાયુ.

**અર્થ**—સતાણુંમાં ચંદ્ર રાજા છે પશ્ચીમ ધરામાં વરસાદ થાશે. ભેંશો મરણાન બનસે. કાગ નથી. ચારનું સુખ. પૂર્વ દેશમાં દુઃખ છે. નવું નાણું જોવામાં આવે. ખર સંવત્સર છે અગ્ની અને વાયુનું પ્રબલ વર્ત્તશે.

**ચૈત્રી—સં—૧૯૯૮ સન ૧૯૪૧.**

અંતે રૂડો અઠાણુવો, શુક્ર ભયે શિરદાર;
સંવત્સર આતા છવિશમા, નંદનનો નિરધાર.
નંદનનો નિરધાર, વાર ગ્રહન ત્રી થાસે.
અર્ક ભાદુ અમાસ, શુદી પૂનમ પણ સાસે.
કહે શું શંકર સત્ય, સુઘડ નર ધારો ચિંતે;
ફાગણ પૂનમ ફેર, અઠાણુવો રૂડો અંતે

**અર્થ**—અઠાણુંની સાલ રૂડી છે રાજા શુકર છે સંવત્સર નંદન છે. ગ્રહણ ત્રણ છે, ભાદરવામાં સૂર્ય અને ચંદ્રનું અને પાછું ફાગણમાં ચંદ્રનું છે.

**ચૈત્રી—સં—૧૯૯૯ સન ૧૯૪૨.**

નરભે એ વર્ષ નવાણુવો, કુવિશા વર્ષ કુંજ;
મે વરસે દરસે દની, રાડ રીખણુનર રૂજ.
રાડ રીખણુનર રૂજ, જુજ જન-જવર ધર જાહિ,
શશી-રવી રહે ન શંકા, ગગન તે રાહુ ગ્રાહી;
કહે શું શંકર સત્ય, દની દોઈ દેશમેં દુરભે;
વિજય એ વારા વિશ્વ, નવાણુવો વરસ એ નરભે.

**અર્થ**—નાવાણુંની સાલ નરભે પાયો છે. કુવિશા નામ પૃથ્વીનો રાજા મંગળ છે. વરસાદ થાય. પૃથ્વી ઉપર તાવની પીડાની રાડ બોલશે. ગ્રહણ નથી. નરભે, નામ કાળ જેવું બીજા દેશમાં વર્ત્તાશે. આ સાલમાં વિજય સંવત્સર છે.

ચૈત્રી—સં—૨૦૦૦ સન ૧૯૪૩.

સેકા આયો તાહિ સમે, રવીવર્ષક રાય;
[1]અર્કા ગ્રહે અષાડકા, દેશ [2]એ હિન દેખાય.
દેશ એ હિન દેખાય, સાહે ફેર શ્રાવન ચંદા;
અષ્ટ ઘટિ અનુમાન, [3]મહિપતિ કયાહે [4]મંદા,
કહે શું શંકર સત્ય, [5]મોદ મન અંતે અધિકો,
રખો ધર્મમે ધ્યાન, તાહિ સમે આગો સૈકો.

શબ્દાર્થ—૧ સુરજ, ૨ અહીં નહિ, ૩ રાજાને, મંદપણું, ૫ આનંદ
અર્થ—વીસમા સૈકામાં સૂર્ય રાજા છે. અષાડમા સૂર્ય ગ્રહણ છે. પણ અહીં ન દેખાય. શ્રાવણમાં ચંદ્ર ગ્રહણ થાશે. પૃથ્વી ઉપર રાજાને મંદ પણું. પણ અંતે આનંદ વધે. માટે ધર્મમાં ધ્યાન રાખવાથી જગકર્તા પરમ દયાળુ પરમેશ્વર સારૂંજ કરશે.—અસ્તુ

## સમાપ્ત વિષે.

સૈકા આયા સમાપ્ત, જાન લહો સુજાન;
ગ્રહકળા કળાકી એ લહે, ભુત ભવિષ વર્તમાન.
ભુત ભવિષ વર્તમાન, હોન વૃષ જગમે હાની;
કાળ—સુકાળા સોય, પેખતે પરે પહેચાની,
કહે શું શંકર સત્ય, મરમ મન સમજે મહિકા;
ભયકા ભેદહિ ભરમ, સમાપ્તિ ભયા હે સૈકા. ૧

સાઠ સંવત્સર—શત વર્ષકે, ભન ભાંખ્યા એ ભેદ;
કહે ગૌરી શંકર ગીરા, વરણી વાયક વેદ.
વરણી વાયક વેદ, ચેદ નિશ્ચે ચિતકો;
ઉદય અર્ક ઉર જ્ઞાન, ભજન ભય તિમર ભિતકો.
કહે શું શંકર સત્ય, ગતિ એ લહે ગુણીનર;
પામર નાહિ પીછાન, શત વર્ષકે સાઠ સંવત્સર. ૨

## વર્ષભાવ જોવાના મુખ્ય થંભનો કુંડળીઓ

વરસો વરસ બિચારીયે, કાતિ પંચમી વાર;

દેવ પોઢે એકાદશી, અમાસ પ્રોષ નિરધાર.
અમાસ પ્રોષ નિરધાર, અખા રોયણ ભણુ એસેં;
છઠે અનુરાધા સત્ય, તરત બાહુમે તેસેં.
કહે નાગજી વીપ્ર, દનીમે સુખ દુઃખ દરસે;
પ્રવીન પ્રીછો પાર, બિચારીયે, વરસો વરસે. ૧
કાંતિ માસે પંચમી, વરસ વીગતી કહુ વારઃ
મંગળ–આઠ દશ–રવી, સોમ—સોળ બુધ–બાર.
સોમ–સોળ બુધ–બાર, વારતો એહિ બિધ વરતે;
અષ્ટાદશ–ગુરૂ એક, ભ્રગુ એકાસે દરસે.
કહે નાગજી વીપ્ર, શનાકી રૈ રૈ ભ્રાંતિ;
કણુ ધણુ નાશ કરંત, પંચમી માસે કાંતિ.

---

## प्रकरण--बीजुं.

# मेघ--समाचार.

### ( વરસનું તમામ ભવિષ્ય )

મેઘ વૃષ્ટિ ઉપર આ દેશમાં પ્રાણી માત્રના સુખનો આધાર છે. અને આવતું દરેક ચોમાસું કેવું આવશે, તેની ભવિષ્યની અગમ અગમ ચેતી જાણુવામાં હોય તો અગમ ચેતી તરીકે—આવતા વર્ષના ભવિષ્યના જોણુ ઉપર કેટલીક લાભ કારક સુચના કે બોધ મળવા સાથ કેટલીક બાબતોમાં રાજકર્તા અને પ્રજાને ઘણું ચેતવાનું અને જાણવા જોવાનું હોય છે. જેથી આપણા પ્રાચીન રૂષિયો પોતાના આશ્રમમાં રહી, આકાશની નીરીક્ષા કરી તમાલપત્ર ઉપર નોંધો રાખી અનુભવ અને અવલોક કરતા. જેના પરિણામે આકાશ મંડળ, વાયુ, વાદળ, વીજ વગેરે ઉપાધીઓનું અવલોકન પુર્વક જોણુ જોષ સંહિતા તરીકે—વારાહીસંહિતા અને બીજા ગ્રંથો નામે મઘમાળા વગેરે ઉપનામથી ભવિષ્યના જોણુના ગ્રંથો બંધાણા છે. અને તે લાંબી સુ

દતનું અનુભવ સિદ્ધ (નિયમ પૂર્વક) શોધનું પરિણામ ગણાય છે.

આ દેશના કલ્યાણાર્થે શરૂઆતમાં શ્રી શીવ ભગવાને આકાશ રૂતુ વગેરેનું અવલોકન કરી સાઠ સંવત્સરી રૂપે ભવિષ્ય કૈલાસને વિષે પાર્વતીજી પ્રત્યે ભાખી ગયા ઉપરાંત મેઘમાળા કે મેઘ સમાચાર નામનો ગ્રંથ બારે માસના તીથી વાર, નક્ષ, આકાશ, વાયુ, ગર્ભ વગેરેનુ અવલોકનથી બાંધી ગએલા જણાય છે. તેની એક પ્રત મોરબીના જૈન પુસ્તક ભંડારમાંથી ત્યાંના પ્રખ્યાત પુજ શ્રી ઝવેરરાજ સ્વામી પાસેથી જગત ગુરૂઓ (બ્રાહ્મણો)ને ત્યાં નકલ ગએલ, અને ત્યાંથી ઉત્તરોત્તર સંશોધન કરતાં સંવત ૧૯૫૨ (સન ૧૮૯૫) માં અમને મળી આવતાં જેનું લાંબી મુદત આકાશ, વાયુ, વાદળ, ગર્ભ વગેરેનું સંશોધન તરીકે અવલોકન કરતાં આ મેઘ સમાચારનું ભવિષ્ય ઘણે ભાગે ખરૂં પડે છે. તે અમે અવલોકન પૂર્વક સિદ્ધતા કરી જોઈ કેટલાંક ઉપયોગી પ્રમાણ મેળવ્યાં છે. માટે આ મેઘસમાચારનું માસને તીથીવાર દરવર્ષે અવલોક કરી નોંધો રાખવી. અને તે ઉપરથી જે યોગ્ય લાગે તે ગ્રહણ કરવું. કારણ આ મેઘ સમાચાર (વરસનું ભવિષ્ય) નુ પૂર્ણ અવલોકન થએલું છે. તે વખતની રૂતુ અને હાલની રૂતુમાં કેટલોક તફાવત પડતો જાય છે. કારણ સંક્રાંતિઓ બેસવામાં ફેર પડતો જાય છે. (આ બાબત વિશેષ હકીકત ભાગ ૧ લાના પ્ર. ૨ જા માં વાંચો) જેથી નક્ષત્રની રૂતુમાં કાંઈક અંશે ફેર પડે છે. માટે આ મેઘસમાચાર પ્રમાણે રૂતુઓનું અવલોકન કરતા જવું, તોજ તકે તકે જોઈ નોંધ રાખવાથી ખરૂં ખોટું જણાઈ આવતાં, તેમાંથી સત્ય સિદ્ધાંતો તારવી કાઢવાથી ખરી ફળ શ્રેણી મળશે. અમારા અવલોકન પ્રમાણે આ મેઘ સમાચારનો ઘણો ભાગ નિયમિત અને અલૌકિક જણાએલ છે. અને અમને અવલોકન કરતાં જે અનુભવમાં નિશ્ચય જણાયું તે દાખલા દલીલ ટાંકી તથા પુષ્ટી માટે પાછલી રૂતુની કરણીનો ઇતિહાસ નોંધરૂપે આપી ચોમાસાના વત્તારા અને વરસનું ભવિષ્ય જાણવા મહાન શોધ

તરીકેનો અનુભવ ચોકસ નિયમ તરીકે દાખલ કરેલ છે કે. દરચોમાસું આવતાં વરસાદ ક્યારે થશે ? અને વરસ કેવું થશે ? અનાજની પાક કેવી આવશે ? વગેરે અનુપાઠીકાંઓ ઇશ્વિર કૃપાથી મગજને લાંબે જુવાળે નાખી રાજા પ્રજાની સન્મુખ મુકવા અમે ભાગ્યશાળી થયા છીએ તો આવા અવલોકન કરવાનો પરિચય દેશી બંધુઓમાં સન્મતિ તરીકે વધો. તેનો લાભ અગમચેતી તરીકે રાજા પ્રજાને મળે જે હેતુથીજ અત્રે મેઘ સમાચાર અને પાછલી રૂતુની કરણીનો સેંકડો વરસનો ઇતિહાસીક હેવાલ અત્રે મારી મનની ઉત્કંઠા પ્રમાણે પ્રગટ કરવા ઇશ્વિર કૃપા અનુકુળ થતાં પરમ દયાળુ ઇશ્વિરનો મારા ઉપર અને દેશ ઉપર મોટો ઉપકાર થયો માનું છું.

**મેઘ સમાચારઃ**—મેઘનો ફુલ (ગર્ભ લાગ્યાનાં ચિન્હ ૧ નિયમિત ગાજ. ૨ વીજ, કે ૩ વાદળ ૪ નિયમિત વાયુ. ૫ સૂર્ય કુંડ ૬ ચંદ્રકુંડ ૭ ઇંદ્ર ધનુષ ૮ નિયમિત ટાઢ કે હીમ. ૯ નિયમિત ગરમી ૧૦ કોળાંભ એ દશ ચિન્હ ગર્ભ ધારણ કરવાનાં જાણવાં.

મેઘનો ફુલ (ગર્ભ) બગડવાનાં ચિન્હઃ—૧ કોરે આભે અથવા દશા વિનાની (ધરમૂકીને) વીજળી થાય, ૨ કરાપડે ૩ ધરતી ધરણે. ૪ લોહી જેવો વરવાદ થાય, ૫ ધુડનાં તોફાન બહુ થાય ૬ તારા બહુ ખરે ૭ ચંદ્ર કે સૂર્ય ગ્રહણ થાય, ૮. ઝાકળનું અતિશે આવવું. ૯ અનિયમિત વાયુ ૧૦ અનિયમિત ગરમી.

## બારે માસના જોગ.

**કાર્તિકના જોગઃ**—કારતક માસે મેઘનો ફુલ લાગે. પડવાથી પુનમ લગી પંદર કળા જાણવી. કારતક માસે ગરભ હોયતો ચારે માસ વધતો ઓછો વરસાદ થાય. અને સામી ( આવતી ) સરા સુગાળ થાય. અને ઘણું ધાન નિપજે.

**ગર્ભબંધાવાનાં ચિન્હ**—કારતક માસે ધોળાં, પીળાં, કાળાં, રાતાં, નીલાં ( લીલાશ પડતાં ) સિંદુરવરણાં, અને જુદા રંગે વાદળ હોય તો ગરભ પાકયો જાણવો. અથવા માવઠું થાય તોપણ ગર્ભ

પાકયાં જાણવાં. અને આવતા ચોમાસામાં અવશ્ય સાતે સગ પાકે તેવા સુગાળી વરસાદ નિશ્ચય થાય. ટીપઃ-જુઓ સંવત ૧૯૪૫-૪૭ ૫૦, ૫૨, ૫૩ની સાલમાં માવઠાં કાર્તક માસે થયાં હતાં, અને ઉપરના રંગનાં વાદળાં પણ થયાં હતાં તો સામી સાલો સં. ૧૯૪૬, ૪૮, ૫૧, ૫૩, અને ૫૪ની સુકાલને ભલહરા હતી. કારતક માસે મુળ નક્ષત્ર હોયતો ગયું વરસ વાળે પણ પૂર્વા અશાઢા હોયતો અ-શુભ, ઉત્તરા અશાઢ આવે તો તીડનો ભય જણવે.

કારતક શુદ ૧૧ અને ૧૨ તે દિવસે વાદળાં નિશ્ચે જોઇએ. તો વર્ષ સુગાળ થાય, એ લક્ષણે મેઘ વરસેતો સુગાળ થાય એમ. શીવ પાર્વતીજીને કહે છે. તો અશાડમાં નિશ્ચય વરસાદ થાય. બીજા માસો પણ વરસે

કારતક શુદ ૧૨ ને દિને ઘડી પુરી હોયતો મેહનો ફુલ લાગો જાણવો. અને કારતકી પુનમે કૃતકા નક્ષત્ર પુરૂં હોયતો મહા. સુગાળ થાય. અને રાજા પ્રજાને સુખ. ભરણી હોયતો ખંડ વૃષ્ટિ થાય દેશ દેશ મધે ખટરોગ થાય. કટકચાળો થાય; રાહણી હોયતો કરવરૂં થાય અને પ્રજામાં રોગની ઉત્પાત જણાય અને બે પગાં કે ચોપગાં જનાવર દુઃખી થાય. .

કારતકી પુનમે ચંદ્રગ્રહણ હોય અથવા તારાખરે તો તે વર-સમાં ઉલ્કાપાત થાય અને પૃથ્વી કંપે અને તે દહાડે ધુમસના પાણીનાં અકાશમાંથી ટબકાં પડે. ચંદ્ર, સૂર્યને કુંડું હોય કે ઇંદ્રિ ધનુષ હોય, ધુમકેતુ ઉગેતો સર્વ ધાનનો સંગ્રહ કરવો કે એકવાર મોંઘાઇ થશે.

## માગશરના જોગ.

માગશર—સંક્રાંતિ ( ધનસંક્રાંતિ ) જો વરસેતો મધ્યમ ધાન નિપજે. અથવા પોર્ઇમાસે વર્ષે તો સુગાળ થાય. ( પળે છે ) પ્રમુખ ( માગશરથી ચૈત્ર સુધી ) પાંચ માસને વિદસે અજવાળી ગક્ષ તિથિ ઘટેતો દુકાળ કે કરવરૂં થાય. છત્ર ભંગ થાય. રાજા વિગ્રહ થાય.

માગશર માસે સંધ્યા ટાણે મેઘ વરસે. સૂર્ય ચંદ્ર વાદળાંથી ઘેરાએલ રહે અને ટાઢ ઘણી પડેતો પોષ માસે હીમ પડે.

( માગશરમાં ઘણી ટાઢ ત્યારે પોષમાં હીમ પડવાની કુદરતી અગમચેતી ખરી પડતી જણાઈ છે. )

માગશર શુદ ૬, ૭, ૯ ને દિને ઇશાનખુણે મે ઉપડે અથવા ગર્ભ ગળેતો આવતા ચોમાસામાં મે થોડા વરસે અથવા તે સાલમાં અતિશે પવનનું વાયરૂં કાઢે. માગશરની દશમે ઇશાનખુણે અથવા ઉત્તર દિશાનો પવન થાય અને અહોરાત્રી વાયતો ગર્ભ સમાન કહીયે. માગશર શુદ ૧૫ મે ચંદ્રગ્રહણ હોયતો પંડિતે ધાનનો સંગ્રહ કરવો. તો પાંચ માસે બમણો ભાવ આવી જાય. ( પીઠ એકવાર આવે ખરી પણ ધાર્યો ભાવ ન આવે. ) માગશર વદ ૪ ને દિને મઘા નક્ષત્ર હોયતો તેણે દીને વીજળી હોય ને મેઘ વરસેતો અશાડ માંહે મેઘ વરસે જળાશ્રળ મેદની થાય. વરસ સુગાળ ને ઘર ઘર આનંદ થાય. માગશર વદ ૧૨ ૧૩, ૧૪, અને અમાસે આડે દિશાનો પવન વાજે (થાય) અને મેઘના છાંટા આવેતો અશાડ શુદમાં અવશ્ય મે આવે. માગશર માસે શુક્ર અસ્ત પામેતો માહા વિગ્રહ થાય.

## પોષ માસના જોગ.

પોષ માસે ઠાર પડેતો સારૂં. પોષ માસે વીજળી કે વરસાદ થાય તે સાલનું ચોમાસું અફર જાણવું. ( પોષમાસમાં વીજળી કે વૈશાખની વીજળી વરસ સુગળ જાણવાના એ મોટા થંભ જાણવા.)

પોષમાસે હીમ પડે અથવા શુક્ર અસ્ત પામેતો વિગ્રહ જાગે

પોષ શુદ ૪ ને દિને વીજળી દીસેતો ભલી. આકાશ વાદળે છાંયો હોયતો ભલો. સૂર્યને મછ (કુંડું) હોયતો સારૂં. ઇંદ્ર ધનુષ હોય તો સારૂં. ગાજ, વીજ, વાદળ, ધનુષ, મછ એ પંચમાંથી એક લક્ષણ પોષ શુદ ૪ ને દહાડે ન હોયતો નક્ષત્રો થોડાં વરસે.

પોષ શુદ પાંચમને દિને શતભીષા અથવા અશ્લેષા હોયતો

તે દિને આઠે દિશાનો વાયુ વાય, અથવા મેહ થાયતો ગરભ પાકયો જાણવો. તે અશાડ શુદ ૪૦ને દિવસ મે થાય ને ભાદરવો વરસે.

પોશ શુદ સાતમ રેવતી નક્ષત્ર હોય; આઠમે અશ્વની હોય, નોમે ભરણી હોય અને ત્રણે દિવસે વાયુ કે હીમ પડેતો ગરભ જાણવો. (પણ દારૂણ હીમ પડેતો વરસાદની સરાસરી ખેંચ રહે. મતલબ એક વરસાદની ખેંચ રહી જાય.) સાતમે શ્વાંતિ નક્ષત્ર હોય ને મે થાયતો માહા શુભેચ્છક કલ્યાણ થાય. પોશશુદ ૧૧ ને દિવસે રોહણી હોય, હીમ પડે, વીજળી હોય, મે વરસેતો અશાડ વદ અમાસને દહાડે મે થાય. ઘણું અનાજ નિપજે, પ્રજા આનંદ કરે અને ગાય વગેરે ઢોર મસ્તાન બને. શ્રાવણ પણ વરસે (સંવત ૧૯૫૯માં વાદળ ને છાંટા હતા.

પોષ શંક્રાંતિ અથવા મકર સંક્રાંતિ શની, રવી કે મંગળવારી હોયતો ધાન મોંઘું થાય. કોઇ વિગ્રહ જાગે. વેપારીને લાભ થાય. બીક ઉત્પન્ન થાય.

પોષમાસે મુલથી માંડી ભરણી સુધી વાદળ હોયતો ગરભ જાણવો. આદ્રાથી વિશાખા સુધી વાદળ હોયતો ગરભ થયો જાણવો. ૭ માસે ગરભ ગળે.

ધન સંક્રાંતિ મુળથી માંડી ભરણી સુધી એકે નક્ષત્રે વીજ વાદળ હોયતો ૧૯૫ દિવસે અવશ્ય મેહ વરસે.

પોશશુદ ૧૫ ચંદ્રગ્રહણ હોયતો મોતી, પરવાળાં, શંખ, કોડી, કસુંબો, કેશર એક માસમાં સંગ્રહ કરીએતો બમણો લાભ થાય. પુનમે ચંદ્રમા ઉત્તર–દક્ષિણ દિશે (ઈશાને) ચાલ્યો દિશે અથવા વા, વિજળી, આકાશ વાદળે છાંયો હોયતો શ્રાવણ વદ અમાસે ઘણો મે થાય (સંવત ૧૯૫૮ માં છાંટા હતા. તો શ્રાવણ વદથી અમાસ સુઘી ભારે વરસાદ પડયો હતો.)

પોશવદ સાતમે છુટાં વાદળ હોયતો થોડો મે વરસે (સં. ૧૯૫૮)

પોશ અમાસે પૂર્વ દિશાએ વિજળી દેખાય અથવા હીમ પડેતો

શ્રાવણ શુદ ૧૫ મે શ્રવણ નક્ષત્રે મેહ વરસે. વળી તે દિન પૂર્વનો વાયુ વાય. આકાશ વાદળે છાયો હોય, સ્વાતિ નક્ષત્ર હોય ને તે દિન મે વરસેતો તે સાલમાં વરસાદ કમ ન પડે. વળી જો અમાસ શની, રવી કે મંગળવારી હોયતો અનાજમાં ભાવ આવે. ( વાર માટે અમને શંકા છે )

## માહા માસના જોગ.

માહા માસે મકરસંક્રાંતિ વરસેતો ગાય ઘણું દૂધ કરે અને અનાજ ઘણું નિપજે.

માહાશુદ્દ ૧ ને દિને બુધ હોય કે સર્વ માસની પડવે બુધવારી હોયતો ધાન મોંઘું થાય. ( મેળવી જોવું. )

માહા માસ ઘણો વા વાય, ચંદ્રમા સુરજ શીતે કરી ઝાંખા ગર્ભાન ગ્રએલ દીસે, વળી સૂર્ય ઉગતે આથમતે ઘણી ટાઢ પડે વાદળાં પણ હોય, વળી માહા માસે ટાઢી લહેરોથી હીમાળો હલકેતો માહા સુગાળ થાય અને સર્વ ધાન નિપજે કદાચ માહા માસે સદા મે વરસે. રાત દિવસ વાદળ રહે, હાર પડે અને નૈરૂત્ય ખુણુની વીજળી હોય. ઇશાની રાત દિવસ સરખો પવન વાયતો મહા સુગાળ જાણવો. ચારે માસ સરખો મે વરસે. પણ ઘણે વરસાદે ભીન થાય. ઉંદર, પતંગ, નિપજે અને સર્પની ડાઢ થાય.

માહા માસે ટઢ ન પડે, જેઠે મુળ વરસે, અને આદ્રાનો મે ન હુઠે તો કરવર થાય અને મોંઘવારી થાય.

માહા માસની શુદમાંહિ ભરણી, કૃતિકા, નક્ષત્રે મેઘ વરસે તો ધાન નિપજે અથવા મહા શુદ માંહિ ભરણી કૃતિકા ન વરસે તો ધાનનો સંગ્રહ કરવો (પીઠ એકવાર આવશે.)

શની, રવી, મંગળ એ ત્રણે ત્રણ માસ લગી લગોલગ પાંચ, પાંચ હોય તો દુકાળ પડે, આકરત થાય ને રાજા વિગ્રહ જાગે.

માહાની પડવે પવન થાય અને મેઘ વરસે તો તેલ, ઘી, સુગંધી વસ્તુનો સંગ્રહ કરવો. બીજને દિને, વાદળ, છાંટા કે ગાજે

તો અનાજ મોઘું થાય. ત્રીજાને દિને વાદળાં, છાંટા કે ગાજે તો ઘઉં જવનો સંગ્રહ કરવો, ચોથને દીને મે વરસે તો નાળિયેર મોંઘાં થાય. પાંચમે વાદળ, વીજ કે છાંટા પડે તો ભાદરવો વરસે. છઠ નિર્મળ હોય તો અશાડ કોરો અને વાદળ, મેઘ હોય તો અશાડ ભરપૂર વરસે. (અનુભવ કરવો)

વળી સાતમ આઠમે હીમ વીજળી સાથ વરસાદનુ મંડાણ હોય. તો ચારે માસ મે થાય. મહી આઠમે સૂર્ય નિર્મળ ઉગે તો આદ્રા ન વરસે, શ્રાવણમાં પણ વાયરૂ કાઢે. ( મહી આઠમે નરસીંહ મેહેતાએ કુંવરબાનુ મામેરૂં ભરતાં મલ્લાર રાગ ગાતાં વરસાદ થવાની કહેવત છે. માટે તે કોલ જાણવો. )

મહા શુદ ૯ ચંદ્રમા સમીપે વાદળામાં હોય તો સર્વ અશાડ વરસે ધાન સોંઘા થાય. વળી જો વાદળ વિચાળ કરે તો ભાદરવો વરસે. વાદળ તલજવ ન થાય તો શ્રાવણ કોરો જાય પણ જો નોમે મુળ હોય, અને વાદળ, વીજ, મેઘ મનુપ થાય તો ભાદરવાની નોમે અવશ્ય મે થાય.

માહાશુદ પુનમે ચંદ્રગ્રહણ હોયતો સાડાચાર માસ મેઘ વરસે વળી સર્વ ધાનનો સંગ્રહ કરવો કે માસ ૧૫ પછી પીઠમાં તેજ આવશે.

માહાવદ ૫, ૯, ૧૦, ૧૧ ને દિને વાદળ વીજ હોયતો મેઘ ઘણા વરસે. ૭, ૧૩ પૂર્વ દિશા મે ઉપડેતો અશાડ માસે ૭ દિવસની એલી થાય. અને લોકોમાં ઉત્સાહ વધે માહા વદ અમાસે, વાદળ, હીમ, કે મે દેખાય. વા થાય. પંચવરણાં વાદળાં થાયતો માહ ગરભ પાકયો ગણવો. તે ગરભ ભાદરવા શુદ પુનમે વરસે.

## ફાગણના જોગ.

ફાગણ માસે વ્રા વાયતો ભલો, વટોળ ભલા, લુખો આકાશ ઉપવન (વા) વાજે તો ભલો. સૂર્ય-ચંદ્ર પાસે મોટું કુંડાળું હોય, અને સૂર્ય લીલો, રાતો હોય તો ભલો. ફાગણ માસે શુક્ર આથમે તો

છ માસ નબળું ફળ બતાવે.

ફાગણ આભાડીમસહીત (હીમ જેવો ટાઢો) હોય તે ફાગુણવદ ૧ ને દિને દેખીએ શુભ કહેવો.

ફાગણ સંક્રાંતિ માંહિ મેહ વરસે તો વૈશાખ, જેઠ ભલા તેમ ફાગુણ, ચૈત્ર અને વૈશાખ માસે સ્વાંતિ વરસે તો અષાડ માસે છુ-વડાં ઘણા વરસે.

ફાગણ શુદ ૭ મેં કૃત્તિકા હોય, અને ૮, ૯, ૧૦, મે, હોય તો ભાદરવા વદી અમાસે તથા આસો સુદ ૫–૧૧ પણ વરસે. (ચૈત્રી વર્ષ ૧૯૬૦ માં ઉપરની તિથિએ મે હતો. જેથી સં. ૧૯૬૧ માં શ્રાવણી અમાસને ભાદરવા શુદ ૫ મે વરસાદ થઈ વરસ વાળ્યું હતું. (અશાંડ અધક માટે વહેલો ગરભ પાકયો હતો, )

વળી ફાગણ શુદ પુનમે, મેઘ કે વીજળી કે કરાનું તોફાન હોય તો ચોમાસામાં વાયરૂવાય. છ માસની અંદર ચીજ માતરના ભાવ આવે ને એ જોગથી ભાદરવી અમાસે ગરભ ઉભે થાય. (હવે ગયે હુતાશણીએ તોફાન ગાજવીજને કરા સહીત હતું. જેથી પ્રથમ બધે મે થયો. પણ પછી રા માસનુ વાયરૂં કાઢી ચીજ માતરના ભાવ ચડયા. બાદ ભાદવા શુદ પાંચમે વરસાદ થઇ કોરા દુકાળમાંથી વરસને બચાવ્યું. અને અમાસને દહાડે પણ મે હતો.)

ફાગણ વદ ૮ તથાં અમાસે મે વરસે તો સુગાળ થાયે. વરસાદ બોહોળા ને ધાન નિપજે. (સંવત ૧૯૪૯ ચૈત્રી ફાગણ વદ ૮ તે દહાડે ગાજવીજને કરાનુ તોફાન હાલાર, પાંચાળ વગેરેમાં થયું હતું તો સં. ૧૯૫૦ નું ચોમાસું મોટી એલી બંધ નીવડયું હતું

ફાગણ શુદ પુનમે ચંદ્રગ્રહણ હોય તો સર્વ ધાનનો સંગ્રહ કરવો, આઠ માસની અંદર લાભ મળસે,

ફાગણ વદ અમાસે મેઘ કે ધરા પંચ રંગી ગર્ભની હોય તો ચોમાસું તે સાલનુ સુધરે.

## ચૈત્રમાસનાં જોગ.

ચૈત્ર નિર્મળ અને તપે અથવા લૂ ઝરે તો વરસ ઉત્તમ જાણવું. જેવી માહા માસની ટાઢી લહેરોનો ગરભ. તેવોજ ચૈત્ર નિર્મળ તે ચોમાસાના ગરભ માટે બીજો, એમ જાણવો.

ચૈત્ર માસે આકાશ ઘણે ભાગે નિર્મળ રહે, સૂર્ય ચંદ્ર પાસે કુંડાળું હોય તો ગરભ થયો જાણવો. તે સાલમાં ઘણા વાયુ અને મે થાય. (સંવત ૧૯૫૨ માં એમ હતું)

ચૈત્ર શુદ પાંચમે રોહણી, સાતમે આદ્રા, નોમે પુષ્ય હોય, પુનમે ચિત્રા હોય, અને વરસે તો ગરભ ગળ્યો જાણવો. અને તે અનુક્રમે. અશાડ, શ્રાવણ; ભાદરવો ને આસોનો ગરભ વણસાડે છે. વળી પાચમે અભ્રણ (વાદળ) હોય તો ઘઉંમાં તેજ, સાતમે આકાશ વાદળમાં છાયો હોય અને છાંટા આવે તો ઘઉંનો ભાવ શ્રાવણમાં આવે. તેમજ સાતમે ધુંસર આવેતો ગર્ભ વણસાડે. તેમજ ફાગણ, ચૈત્ર વૈશાખ અને અશાડ એ ચાર માસ માંહિ સ્વાંતિ નક્ષત્ર વરસે તો સર્વ ધાનનો સંગ્રહ કરવો. પાંચ માસની અંદર લાભ મળે.

ચૈત્ર શુદ ૫,૭,૯,૧૩ તારા ખરે તોપણ વરસ વણસે.

ચૈત્ર વદી એકમને દીને મે હોય તો શ્રાવણ માંહિ મે વરસે. વદ બીજને દિને પુર્વનો વા વાયતો મે માહા વરસે અને વરસે તો ભાદરવા વરસે (વચમાં વાયરૂ કાઢે) વદ ત્રીજને દીને દક્ષિણ વાયુ વાય, વાદળ પૂર્વ દિશા જાય. તે વારે આસો માસ વરસે. વદ ચોથે છાંટા આવે તો પરિણામ સારૂ નહિ, વદ ત્રીજ ચોથે દક્ષિણ પશ્ચિમ પવન વાય તો ધાન કમતી નિપજે. વદ ત્રીજ પાંચમનો પૂર્વ કે ઉત્તરનો વા વાયતો સર્વ ધાન નિપજે.

ચૈત્રવદમાંહિ મુલથી માંડી ભરણી સુધી દનીયાં જોવાં. જો તપે તો ચોમાસાના ચારે માસ વરસાદને વાદળ વરતાય. પણ દનીયાં વાદળ, વીજથી બગડે તો વરસ બગડે.

ચૈત્ર માસની તિથિ ઘટવા વિષે:–પડવો ઘટે તો પૃથ્વી ઉપર પીડા, બીજ ઘટે તો કાળ પડે, ત્રીજ ઘટે તો રાજા પડે. ચોથ ઘટે તો ચારે ખંડ ડોલે, પાંચમ ઘટે તો પશુ પીડા, છઠ્ઠ ઘટે તો ધાન મોંઘું થાય, સાતમ ઘટે તો સાત સમુદ્ર સુકે મતલબ વરસાદ થોડો થાય, આઠમ ઘટે તો હીમ પડે, નોમ ઘટે તો નવખંડ ડોલે. (તીથીઓ ઘટવા માટે પંચાંગથી મેળવતા રહેવું. સત્ય જણાય તે ગ્રહણ કરવું અને તેજ નિયમ જ્યાં જ્યાં. તીથી, વારના જોગ હોય તે મેળવી અનુભવ વધારવો.)

## વૈશાખ ૧ જોગ

વૈશાખના વાવલીઆ ભલા. તેમજ ગાજવીજ ભલાં. આમણે પાછળ કહી ગયા કે ચૈત્ર ગાજવીજથી જગાડે તો પાછલા જોગ ફરી જાય. પણ જો વૈશાખ માસમાં એક દિવસ પણ કાચબી તાણે કે પંચ વરણો આકાશ કે ગાજવીજનું તોફાન થાય તો પાછો ગર્ભ ઉભો થયો જાણવો કહેવત છે કે

**વૈશાખ વીજવલો, જેઠ હોય તપતો;**
**તો જળ હર, કોણ રાખે સંઘરતો,**

વળી-- **વૈશાખી પડવા દિન, વાદળ વીજ કરેહ;**
**દાણા વેચી ધન કરો, પુરી સાખ ભરેહ.**

ઉપરની બેઉ કહેવતો મુજબ વૈશાખ જણાય, એ ચોમાસા માટે વરસનો ત્રીજો થંભ. માહા સુગાળીક જાણવો. સંવત ૧૯૪૯, ૫૧, ૫૪, ૫૫, ૬૦ ની સાલોમાં એ ચિન્હ હતાં,

( અખાત્રીજને દહાડે પવન જોવા જતાં વરસાદ કે વાદળ હોય તો આવતા વર્ષ માટે જોણુ જવાની જરૂર નહી જાણવી. પણ તે વરસ માહા સગાળ થાશે એમ જાણવું.)

વૈશાખ માસે શુક્ર આથમે તે દહાડે ગાજવીજ કે તોફાન હોય તો વરસમાં કહેવરાવે.

વૈશાખ શુદ પાંચમને દીને આકાશ વાદળે છાયો હોય ગાજે વરસે; પ્રભાતથી સાંજ સુધી પૂર્વનો વાયુ વાય, તો સર્વે ધાનનો સંગ્રહ કરવો. ભાદરવે લાભ થાય (સંવત ૧૯૫૩ ના વૈશાખ શુદ પાંચમે તે પ્રમાણે પૂર્વનું તોફાન હતું, વળી હીમાળુ પવનથી ગોળાનાં પાણી શીતળ થયાં હતાં જેથી હિંદના મોટા ભાગમાં ગર્ભ વણસાડી દુકાળ પડ્યો હતો. આ અગમચેતી હિંદના વર્તારા માટે રામબાણ નીવડી છે. પણ મુંબઇ ઇલાકામાં અનાજનો ભાવ હિંદુસ્તાનમાં ખેંચ થતાં ચડ્યો હતો.) વાદળ-વીજ વિના એકલો પવન પૂર્વનો હોય તો એટલે દરજે નબળું ફળ ન આવે,

વૈશાખ શુદ પુનમે ચંદ્ર ગ્રહણ હોય તો કપાસ, મગ, અડદ, ઘઉં, તેલનો સંગ્રહ કીજે. ત્રીજે માસે લાભ થાય.

## જેઠ માસના જોગ.

જેઠ તપંતો ભલો અથવા તપવા ગાય ગર્ભાઇ ભલી,

જેઠ શુદમાં આદ્રા નક્ષત્રથી માંડી ૯ દિવસ જોવા; જો વાદળ હોય તો ભુંડાં. પણ તે દિવસ નિર્મળા ભલા.

જેઠ શુદ બીજને દિને ચંદ્રમા રોહણીમાં ઉગે તો ધાન મોઘાં થાય, જેઠમાં ચિત્રા, સ્વાંતિ અને વિશાખાએ વાદળ ન થાય તો અશાડ ન વરસે પણ શ્રાવણ ભાદરવો વરસે. અને જો જેઠ બીજે ચંદ્ર ઉગે તે રોહણી સંગ હોય તો શ્રાવણમાંહિ મે વરસે,

જેઠ શુદ બીજ અથવા પાંચમ ગાજે, દક્ષિણ વાયુ વાય, આકાશ વાદળે છાયો હોય તો ધાનનો સંગ્રહ કરવો. શ્રાવણ ભાદરવે લાભ મળશે. જેઠ શુદ ૮ નો ચાર દશનો વાયુ થોડો વાય તો ભલો, જેઠ શુદ ૧૧ ને દીને ધજા બાંધી વાયુ જોવો. જો ઉત્તરનો વાયુ વાય તો ચાર માસ સરખો વરસાદ થાય.

જેઠ શુદ ૨ અને પુનમે મુલ નક્ષત્ર વરસે તો સાંઠ દિવસ ન વરસે જો મૂળ નક્ષત્રનો પહેલો પાયો વરસે તો એક માસ વાયરૂ

કાઢે બીજે પાયે બે માસ. ત્રીજે પાયે ત્રણ માસ ન વરસે. પણ જો ચોથે પાયે વરસે તો મે વ્હેલો વરસે.

જેઠનાં મુલ બગડયા પછી પૂર્વા અષાડા પ્રથમ વરસે તો તેજ નક્ષત્રે ચોમાસામાં જે દિવસ હોય તે દિવસ પાછો મે વરસે પૂર્વા અષાડા ગાજે એટલે ગરભ પડયો જાણવો ને ખળાં થાય.

જેઠ માસના કૃષ્ણ પક્ષમાં જ્યારે શ્રાવણ ધનિષ્ઠા આવે તે દિવસને વિષે જેટલી ઘડી વિધુત, અને વારી અભ્ર ( વરસાદને વાદળ) દેખાય તેટલા દિવસ વરસાદ ચોમાસામાં થાય. આને શ્રવણ પંચકના છાંટા કહે છે. અને જૈન ધર્મના સાધુઓ ઉપરના બે નક્ષત્રનાં છાંટા થાય ત્યાંજ ચતુર માસ ગાળેછે કહ્યું છે કેઃ—

श्लोक.

जेष्टेच मासे बहुलेजपक्षे, नक्षत्रयुगमम्श्रवणम् धनेष्टा ॥

यावतघटी विद्युतवारिअभ्र, त्वातूदीनावर्षतिवारिवेत्री ॥

જેઠ શુદ ૧૩ કે અમાસ અહોરાત્રી મે દિસે તો ઘણો વરસાદ થાય. વાયુ વાયતો કાળ કે કરવરૂં થાય.

જેઠ શુદ પુનમે ચંદ્રગ્રહણ હોયતો સર્વ ધાનનો સંગ્રહ કરવો, ૭ માસની અંદર પીઠમાં એકવાર લાભ મળે.

## અશાડના જોગ.

અશાડ શુદ પડવાને દિને જેટલી ઘડી પુનરવસુ તેટલી વર્ષા જાણવી.

અશાડ શુદ ૨ થી ૫ સુધી મે વરસે તો શ્રાવણમાં મે ઘણો થાય. ( સં. ૧૯૫૪ ૫૯, ૬૦ વગેરે સાલમાં એજમ થયું હતું. વળી અશાડમાં કર્ક સંક્રાંતિ વરસે તોપણ શ્રાવણ વરસે. ત્રીજને દહાડે પૂર્વે વા વાય અને મે ઉપડેતો ભાદરવા માસે મે વરસે (સં. ૧૯૫૯ ૬૦ માં તે વાયુ હતો તો ભાદરવામાં ઘણો મે હતો.

પાંચમને ઉત્તર વાયુતો જો ઉપડતાં કાર્તકમહિને લાભ, ત્રીજ પાંચમને પૂર્વ ઉત્તર ( ઇશાન ) નો વાયુ વાયતો ઘણું ધાન નિપજે.

અશાડ શુદ ૨, ૪, ૫, ૭, ૮, ૧૦ વરસેતો અથવા તે દિને પશ્ચિમ દિશાએ પીળાં વાદળાં થાયતો ગરભ જાણવો.

અશાડે પહેલે મંગળવારે સૂર્ય ઉગતાં પ્રગટ દેખાય, વાદળી કે ગાજવીજ દીસે નહિ તો એ માસ વયરૂં કાઢે ) સંવત ૧૯૬૧ એટલે ગયા ચોમાસામાં તેવો જોગ બન્યો હતો. )

અશાડ માસની રોહણી નક્ષત્રે વાદળ, વીજકે જો હોયતો કર વરૂં થાય અને સ્વાંતિમાં વાદળ, વીજ હોયતો ઘણાં ધાન નિપજે

ઉજળી નોમનો સૂર્ય વદળામાં ઉગે ને દિવસે વાદળ હોયતો ચોમાસું જામે તેમજ શુદ ૧૨, ૫ વા થાય તો મે થોડા થાય.

અશાડ માસે મેહ વાયરી વાદળેથી છાંયો હોય ( ઘાયુ હોય ) તો ગરભ ભલો જાણવો. ( એલી મંડાશે એમ નિશ્ચય જાણવું )

અશાડ શુદ ૧૫ પૂર્વાઅશાઢાએ વાદળ, વીજ હોયતો ધાન ઘણાં નિપજે. અને પુનમનો ચંદ્રમા ( હાંડો ) ઉગતાં ન દેખાય કે રાતે છાંયો રહેતો મે ઘણા થાય. અને નિર્મળ ઉગેતો કાળ કે કર વરૂં થાય. ( વધારે સમજ પહેલા ભાગમાં જુઓ. )

અશાડ શુદ ૧૪ તુટેતો પીડ આવે. તેમજ જે જે માસમાં ૧૪ તુટે તે માસમાં પીડ આવે. ( પંચાગથી અનુભવ કરી જોવો. )

અસાડ શુદ ૧૫ ચંદ્રગ્રહણ હોયતો સર્વ ધાનનો સંચય કરવો. ચાર માસે લાભ મળે.

અશાડી પુનમનો પવન અખાત્રી માફક જોવો. પણ તે દિવસ ઉગ્યા પછી સવાઘડીએ જુએ છે. કેટલાક આખા દિવસની કરણી જુએ છે. જો પૂર્વનો કે અગ્નિ વાયુ વયતો સર્વ ધાનની નિપજ થાય. પણ અગ્નિ વાયુ વાય તે સાલમાં રોગની ઉત્પતિ સુચવે છે. (પૂર્વ કે અગ્નિ વાયુ એ વેરાર વાયુ કે ખારી વાયુ કહેવાય છે. ચોમાસાના મુખમાં તે જોરવાળો થાયતો વરસાદ ઓછાળાને સાને ગરા નિપજે.

સં. ૧૯૪૬, ૪૬, ૫૨, ૫૮, ૫૫, ૫૬ ને ૬૦ માં તે વાયો હતો) દક્ષિણ વાયુ વાયતો માસ એકનું સાવરું કાઢે. પણ એક મહિને પાછો એસી બંધ વરસાદ લાવે છે. વળી કોઇ ઠેકાણે લડાઇથી વીરસુભટનો ક્ષય થાય ને રૂધીર ચાલે; નૈરૂત્યનો વા વાયતો વરસાદ કમતી. પીડ આવે ને કુવે પાણી કમતી રહે. અને પશ્ચિમ વાયતો નદી સરોવર છલકાય ને સર્વ ધાન નિપજે. વાવ્યનો વાયુ વાયતો ઢોર મસ્તાન બને અને દૂધનો વધારો થાય. કારણ અશાડે સૂર્યાનું જોર વધેતો વરસાદ મોડાઓ થાય. પણ જો ઉત્તરનો વાયુ વાયતો અપ્રમળ પાણી વરસે અને વરસ સુભીક્ષ થાય. (સં. ૧૯૫૯ ને ૬૦ માં વાયો હતો. ને આ મહાન જોગ છે.)

## શ્રાવણના જોગ.

શ્રાવણ માસે ચિત્રા, સ્વાંતિ, વિશાખાએ મે વરસે તો નદી કાંઠે ઘર ફરી મે થોડા થાશે.

શ્રાવણે શુક્ર આથમેતો અવશ્ય મે વરસે. તે મેહ દૂધ સરખો જાણવો.

શ્રાવણ શુદ ચોથે ગાજવીજ થાયતો વરસમાં સવાયો લાભ ને ગયો મે આવે. (આ મહાન જોગ ખરો છે)

શ્રાવણ શુદ સાતમે સ્વાતિ નક્ષત્રે મે વરસતો સર્વ ધાન્ય નિપજે. પણ રાતનો મે તે દહાડે થાયતો પાછળથી વરસાદ કમતી પડે.

શ્રાવણ શુદ પુનમે (નાળીએરી પુનમે) શ્રવણ નક્ષત્રે છાંટા આવતો ગયુ વરસ વાળે અને ઘણો મે ન વરસે તોપણ સુગાળ થાય. (આ મહાન જોગ ખરો છે.)

શ્રાવણ શુદ પુનમે ચંદ્રગ્રહણ થાયતો ઘી તેલનો સંગ્રહ કરવો. બે માસે ઘી તેલમાં લાભ મળે.

## ભાદરવાના જોગ.

ભાદરવે શુક્ર આથમે તો ઘણો મે વરસે અને ધાન નિપજે

જે ભાદરવાની કન્યા સંક્રાંતિએ મે વરસે તો ઘણા રોગ થાય. આસો માસે શુભ શાંતિ થાય.

ભાદરવા શુદ—૧, ૧૨, ૧૩ અને પુનમે મે દિસે તો આવતે વર્ષે સુગાળ થાય. બ્રાહ્મણની પુજા ચાલે. દેવની માનતા થાય. (આ જોગ મહાન છે.) પણ જો શુદ—૧ ૭ ૯, ૧૨ અને પુનમે પશ્ચિમ દિશાએ મે દેખાય તો ઘણા મે વરસે.

ભાદરવા શુદ ૬ અનુરાધા નક્ષત્ર હોય તો ગયું વરસ વાળે. (ગયા ચોમાસામાં હતું ને મોટું વાયરૂં વાયા પછી ભાદરવા શુદ ૫ ને છઠનો મે વિસ્તારવાળા ભાગમાં વધુ ઓછો થઇ પડતા દુકાળને ખાળ્યો હતો. માટે આ પણ મહાન જોગ છે.

ભાદરવા શુદ પુનમે ચંદ્રગ્રહણ હોય તો ઘી તેલનો સંગ્રહ કરવાથી બીજે માસે લાભ થાય (અનુભવ કરી જોવો.)

## આસો માસના જોગ.

આસો માસની ચોથ પાંચમ વરસે તો, ગરમ હોય તો સુગાળ થાય. અને રાજા રાજ થાય. આસો માસે શુક્ર આથમે તો ભલો.

આસોની પુનમે ચંદ્રગ્રહણ હોય તો સર્વ ધાનનો સંગ્રહ કરવો. બે માસે લાભ થાય.

આસો વદી ૭–૮ વરસે તો સુગાળ થાય. તેમજ ૧–૫–૭–૧૩ અને અમાવાસીઆએ મે ઉપડે તો અને પૂર્વ દિશાએથી ચડે તો ભલો. પાંચ દિવસ હેલી થાય (આ મહાન જોગ–વહન બંગાળાના ઉપસાગરનું ઉપડવાનો પુરાવો આપે છે.) તેમજ પૂર્વ દિશાએ વાદળાં છવાતાં આવે અને આકાશ છાયો હોય તો સાત દિવસ વરસે

આસો માસે ઉત્તરમાં સંધ્યા વખતે વાદળાં કે પરબત સરખાં વાદળ જણાય. એ લક્ષણે જોરાવર મે થાય. આસો માસે પશ્ચિમ દિશાએ ગીરનાર સરખાં (હાથી જેવાં મોટાં) દીસે તો પંગ

ચત્રી મે વરસે.

આસો માસે દક્ષિણું દિશાએથી મે ઉપડે તો પાંચથી સાત રાત્રી વરસે.

આસે માસે અગ્નિખુણે વદળાં થાય. ને મે ઉપડે તો પાંચ રાત્રી વરસે.

આસો માસે વાયખૂણે મે ઉપડે તો રાત્રીએ ઝડી થાય. આસો માસે નૈરૂત્ય ખૂણેથી મે ઉપડે તો ઘણા મ વરસે અને ઇશાન ખુણે અરધી રાત્રીએ મે ઉપડે તો પાંચ દિવસ વરસે. ( આસો માસમાં આઠે દિશાનો વરસાદ ઉપડવાનાં ચિન્હ અવલોકન કરવા જેવાં ઉત્તમ છે. )

## બારે માસની પુનમના ગર્ભ વિચાર.

**ચૈત્રીપુનમઃ**—નિર્મળી જોઇએ. તે દહાડે જો ચંદ્રનું ગ્રહણ હોય કે તારા ખરે કે વીજ થાય કે ભૂમિ કંપે કે ચંદ્ર સૂર્યની આજુબાજુ જળકુંડું હોય કે ધુંમર દેખાય કે ધુળની વૃષ્ટિ દિશાએ દિશાએ સઘળે હોય તો સઘળાં ધાન્યનો સંગ્રહ કીજે. તો પાંચ મહિને લાભ થાય. **વૈશાખી પુનમઃ**—મિશ્ર ઘેલડી ભલી. નિર્મળી હોય તોપણ હરકત નહિ. **જેઠી પુનમઃ**—નિર્મળી ભલી. જો ઘેલડી હોય તો ધાન્ય સંગ્રહ કીજે ચોથે કે સાતમે માસે લાભ થાય. **અસાડી પુનમઃ**—ઘેલડી ( વાદળાં વાળી ધુંધરાયલી ) હોય તો સર્વ ધાન્ય વેચવું. **શ્રાવણી પુનમઃ**—નિર્મળી ભલી. અશાડી પુનમના જેવાં લક્ષણ થાય તો ઘી, તેલનો સંગ્રહ કરવો. તો બીજે માસે લાભ થાય. **ભાદરવાની પુનમઃ**—ઘેલડી સારી—એટલે આભે ગાજ કે વીજ હોય તો ધાન્ય વેચી નાખવું. ( નિર્મળી હોય તો ત્રણ માસે લાભ થાય ) **આસોનીપુનમઃ**—નિર્મળી હોય તો ધાન્ય વેચવું. અને જો આભે ગાજવીજ હોય તો ધાન્ય સંગ્રહ કીજે. બીજે માસે વેચે તો લાભ થાય. **કાર્તિક પુનમઃ**—નિર્મળી હોય તો

સર્વ ધાન્ય સંગ્રહ કીજે. પાંચ માંસે લાભ થાય. આમસર પુનમઃ—નિર્મળી ભલી. જો વેલડી હોય તો બી જુને અન્ન સંગ્રહ કીજે. પાંચ માસે લાભ થાય પોષી પુનમઃ—વાદળાં સહિત ભલી. ઘણો વાયુ ભલો (બે ત્રણ વાયાં પડે તે ઉત્તમ) ધુળની વૃષ્ટિને ધુંસર ભલી. જો ન હોય તો સર્વ ધાન્યનો સંગ્રહ કીજે. મહી પુનમઃ—નિર્મળી ભલી વાદળાં હોય તો પીઠમાં તેજ આવે. ફાગણી પુનમઃ—નિર્મળી ભલી જો આજે ડેળ હોય, વૃષ્ટિ કે ગાજે કે કરા પડે તો સર્વ ધાન્યનો સંગ્રહ કીજે. શ્રાવણ કે ભાદરવે લાભ થાય.

(ગઈ સાલની ફાગણી પુનમ એટલે સં. ૧૯૯૦ ની તોફાની હતી. જેથી શ્રાવણ-ભાદરવે પીક આવી હતી)

---

# प्रकरण त्रीजुं.

## મેઘ સમાચારના વર્તારાની પુષ્ટીઓ.

અને

## પાછલી રૂતુની કરણીનો અવલોકન પુર્વક ભાવિક કાવ્ય અને ગદ્ય રૂપે—ઇતિહાસ

(હોમાલયની કરણી સાથે.)

દર વર્ષની શિયાળ—ઉનાળાની રૂતુ તેમજ આવતું ચોમાસું કેવું આવશે તે પ્રાચીન મેઘ સમાચરથી બતાવેલ છે. પણ દર સાલની શિયાળા—ઉનાળાની રૂતુ તથા પ્રાચીન જોગો નજરે જોય, આવતા વર્ષ માટે કેમ વર્તારો કાઢવો કે ભવિષ્ય જણાય તેની સુગમતા અને હુમાલયાની રૂતુની કરણી જોવા માટે કેટલીક નજરે જોએલી નોંધો તથા કેટલીક પાછલી સંકડો વર્ષની રૂતુનું સંશોધન કરી સંવત–૧૮૪૫–(સન ૧૭૮૯) થી આજ સુધીનો ઉપયોગી શોધ સં-

એક-પ્રજા સમક્ષ મુકવા ઇશ્વર કૃપાથી ભાગ્યશાળી થયેલું તો આ
આપેલ ચિતાર ઉપયોગી અને પ્રબોધીક થઇ પડશે એમ મારી
માન્યતા છે, અને આ નોંધો-ચૈત્રી વર્ષ પ્રમાણે સમજવી

ચૈત્રી-સંવત-૧૯૪૬-૪૭-ના સાલના શિયાળામાં પોષ શુદ
આઠેમને દહાડે દેશમાં ભરે હીમ પડયો હતો. જેથી વનસ્પતિનો
મોટો ભાગ બળી ગયો હતો. અને નદી, નાળાં વગેરેનાં પાણી જા-
મી જતાં વનસ્પતિનો ઘાણ નીકળી ગયો હતો. અને પાણીનો પ-
ક્ષપાત કેમ સઘળી આલમને જમાડવી હોય એમ એક કવિ હીમા-
લયના આ હીમના મોટા જગતને ઉપમા આપી છે. પણ ખરૂં જો-
ઇએ તો તેમાંથી આપણને ઉપયોગી સાર મળી આવે છે.

જુઓ સરકારી વાયુ શાસ્ત્રી હિમાલયમાં દર સાલ બરફ જે
પડે છે. તે નિયમ કરતાં વધારે પડયો કે ઓછો પડયો, અને તે
મુદતસર ઓગળ્યો કે લંબાયો. તે ઉપરથી ચોમાસાના પ્રવાહની
તેમજ વરસાદ સરાસરી કેટલો પડશે તેની અટકળો કાઢે છે. એટ-
લે શિયાળામાં પડેલો બરફ માર્ચ આખરે ઓગળી જાય તો પરિ-
ણામ સારૂં-કારણ ઉત્તર હિંદમાં ટાઢ જલદીથી જાય ને ઉકળાટ
વધે તો ચોમાસું નિયમિતપણું ધારણ કરે. એમ મુંબાઈ સમાચાર
એપ્રીલ ૧૯૦૦ માં સરકારી વાયુશાસ્ત્રી જણાવે છે પણ એ અ-
ટકળો ઘણીવાર ખોટી પડે છે. એમ વર્તમાનપત્રોથી પુષ્ટી મળતી
ગઇ છે. પણ આપણી દેશી રૂઢીનું હિમાલયનું અવલોકન સિદ્ધ થયું
છે. કે હિમાલયમાં બરફ ફાવે તેટલો પડે તેની ગણતરી કરતાં તે
બરફના પ્રવાહની અસર આપણા દેશ મુખ્ય ઇલાકા-પૈકી (ગુજરાત
કાઠિયાવાડ) માં કેટલી આવી તે ઉપર ગુજરાત કાઠિયાવાડના પ્ર-
વાહનો ખ્યાલ ઘણે ભાગે બંધાઇ શકે છે. એટલે હીમાલયનો પ્રવા-
હ દારૂણ હીમ રૂપે એટલે ગુજરાતમાં જેને લકડ હીમ કહે છે. તે
આવે તો ચોમાસાનો વરસાદ છેવટ ઓછો પડે અને મુખ્ય ધંધા-

કાના ચોમાસાના પ્રવાહને ઘણે ભાગે ખલેલ પહોંચાડે છે. જુઓ. સં. ૧૯૪૬ ના શિયાળામાં દારૂણ-(ભાકડ) હીમ આવ્યો હતો. એમ સંશોધનથી જણાય છે. જેથી સં. ૧૯૪૭ માં વરસાદ સરાસરી કમતી પડવા સાથે દુકાળ હતો. પણ દારૂણ હીમ સાથે ઉનાળાના બીજા જોગ છપ્પનીઆ માફક બગડેલા હોવા જોઇએ. નહિ તો હીમની કરણી પસાર પામવાથી દુકાળ તો પડે નહિ. એમ. હીમની ચાલુ કરણી સાક્ષી પુરે છે. માટે દર સાલ સાધારણ, મરચી રીંગણી કે પ્રથક કપાસમાં હીમ આવે. ત્યાં લગી ચોમાસાના પ્રવાહને ખલેલ પહોંચતી નથી. કહેવત છે કે **'સુંવાળે હીમ પડે'**. માટે સાધારણ હીમને ગરભ પાકયો ગણવો. પણ દારૂણ હીમ જેવો કે-મરચી રીંગણી ઉપરાંત ઘઉં, શેરડી, એરંડા, બાવળ, લીમડા બળી જતાં-પાણી ઠારોઠાર જામી જાય તો તે ચોમાસાના પાછલા પ્રવાહને નબળો પાડે છે. પણ-જો દારૂણ હીમ પછીના ઉનાળામાં નિર્મળ ગરમી વધી જાય તો દારૂણ હીમની અસર તોડી ગર્ભ ચોમાસા માટે એલીનું સ્વરૂપ ધારણ કરે છે.

**હીમની ખાશીઅત**:—સાધારણ હીમ ગર્ભને પકવે છે. પણ તે ચોમાસાના છેવટના પ્રવાહને નબળો પાડે છે પણ જુલાઈ કે અગષ્ટમાં વરસાદ એલી રૂપે વરસે છે. અને છેવટ ચોમાસું ઉતરતાં એક વરસાદની જુજ તાણ રહી જાય છે. મુદ્દે દુકાળ પડતો નથી. પણ વરસ સાધારણ કરી નાખે છે. જુઓ-ચૈત્રી સંવત-૧૯૪૪, ૪૬, ૪૯, ૫૨, ૫૫, ૫૮, ૬૦ ના શિયાળામાં હીમ આવ્યો હતો. તો સં. ૧૯૪૫-૪૭-૫૦,-૫૩,-૫૯ ને ૬૧ ના વર્ષોમાં છેવટ એક વરસાદની ખેંચ રહી હતી ફક્ત ૧૯૫૬ માં દુકાળ પડયો હતો. પણ તે હીમ સાથે બીજા જોગો વધારે બગડયા હતા.

સંવત ૧૯૪૭-એ સાલમાં કોરો દુકાળ પડયો હતો.

આ દુકાળ પડવાનું મુખ્ય કારણ પાછલા શિયાળામાં દારૂણ.

હિમ ઉપરાંત બીજાં કુદરતી કારણો હોવા જોઇએ. આ દુકાળ માટે લોકો નબળા મનુષ્યોને મેણું મારતાં કહે છે કે–'શું તારા ઘરમાં છપ્પનીઓ આવ્યો છે!' વિશેષ હકીકત દુકાળની નોંધમાં જુઓ.)

સંવત–૧૮૪૮ માં બીજન હતું, વધારે વરસાદ થવાનું કારણ કોઇ દુકાળ ગયા પછી હમેશાં બીજન કે ભલહરા આવે છે. એવી કહેવતનો આશાબત નિમાયું ચાલી આવે છે, કેમકે એ વર્ષનો ગર્ભ બેગો થવાથી જઇનું પરિણામ વધે છે. જુઓ. સંવત–૧૮૬૯, ૧૮૮૧, ૧૮૯૫, ૧૯૩૪, ૧૯૫૬ એ પાંચ દુકાળ પછી ૧૮૭૦. ૧૮૮૨, ૧૮૯૬, ૧૯૩૫, ૧૯૫૭ ની સાલો બીજન કે ભલહરા થઇ હતી. બાદ આ આંતાજો દુકાળ બીજ હતો તેમાં મકોડા બહુ થવાથી. વરસ મકોડીઉ કહેવાયું. ઢોર ખડમાં મકોડા ચરતાં જેથી ઘી દુધ રાતાં થતાં.

સંવત–૧૮૬૯ અગણોતરો દુકાળ. આ દેશમાં બહુ જબરો દુકાળ ગણાય ગયો છે. આ કાળને કાતડીનો ફેર કહે છે. આ દુકાળ પડવામાં અનિયમિત ગરમી અને અનિયમિત હવાના ફેરફારો હતા.

કહેવત છે કે— સાખી.

દીએ કરે વાદળાં, રાતે કાઢે તારા;
ચતુર હોવ તે સમજી લેજો, એતો ઓગણોતેરના ચાળા.

આ સાલમાં ગીરનારી વાયુનું જોર વધી જવા સાથ સૂર્ય બહુ તપતો. ગરમી એટલી બધી પડતી કે માણસોને ગરમી માથે ચડી જવાથી મરણ પામતાં. વળી ઘણી ગરમીને લીધે વરસાદના વાતાવરણની વરાળને ગરમી ચુસી-પાતળી કરી–પવનનો વેગ હોવાથી વાદળાં ટકી શક્યાં નહોતાં માટે આ દુકાળ પડવામાં ગરમી વધવા સાથે પવન શત્રુ થયો હતો.

વળી–દુકાળનો ભુખમરો વધતાં અનિયમિત ગરમીના પ્રતાપે

રોગની ઉત્પત્તિમાં વધારો થયો હતો. અનાજ પાંચ દશ માણસ મળી કોઈ બંદરે જઇ ગુણીમાં બાંધીને લાવેલા. જેથી પાંચ રૂપિએ મણ અનાજ પડતું. આજની પેઠે રેલને જેવાં સાધન દુકાળને તોડનાર ન હોવાથી માણસોમાં અનાજ વિના ભયંકર ભુખમરો ચાલ્યો હતો. (જુઓ દુકાળનું વર્ણન.)

સંવત ૧૮૭૦ ની સાલ પછાશ વરસાદની કમતીને લીધે બીજાન થઇ હતી.

સંવત—૧૮૭૧ ની સાલમાં ઉંદરની ઉત્પત્તિ વધી ગઇ. જેથી પાકને બહુ નુકશાન કર્યું. ઉંદરની દાઢ એટલે સુધી વધી હતી કે સીમમાં ઉભા મોલમાંથી કણસલાં કાપી જઇ બોંયમાં કોઠાર ભર્યા. જે માણસો ખોદી ખોદીને લાવી ખાતા. તેમજ સીમમાંથી બચ્યું તે ખળાવાડમાં નાંખ્યું. પણ ખળાવાડમાં ઉંદરોએ એટલી હાક વગાડી કે હવાલદારને ઉંદરો સાથે લડાઈ કરતાં જીવ ખોવો પડયો હતો. તે માટે એક વૃદ્ધ અનુભવી નીચે મુજબ સાખી લખાવે છે.

ચંદ્રાવળા.

ઉંદરડે ઉત્પાતડી માંડી, ખાધાની ખળાની બાર;
હાક મારી હવાલદાર ઉઠયો, ટપ કાઢી તલવાર.
ટપ કાઢી તલવાર તે એસી, નાંખ્યું મીયાન વાડમાં ઠેલી;
મીયાં મુઓ ને બીબડી રાંડી, ઉંદરડે ઉત્પાતડી માંડી.
ખાધી ખળાની બાર. ૧

સંવત—૧૮૭૬ ની સાલ બીજાન હતી. શ્રી નાગજી મહારાજે આ પહેલાંની એટલે સંવત ૧૮૭૧ થી કુંડળીઆથી ભવિષ્ય ભાખવાની શરૂઆત કરી હતી.

સંવત—૧૮૮૧ ની સાલ એકાશીઆ કાળને નામે ઓળખાય છે. સંવત-૧૮૮૯-૯૦ વરસાદ ઘણો થયો. અનાજ પાકયું પણ તીડ આવવાથી ખાઈ ગયાં.

સંવત-૧૮૯૫ માં કાળ પડ્યો. પ્રથમ વરસાદ થયો. મોલ ઉંડા બાદ વરસાદ થયો નહિ. તે સાલમાં અષાડ વદ ૮ નો ચાંદો કોરો ને ભડકા જેવો ઉગ્યો હતો. પછીથી વરસાદ થયો નહિ, ચાંટાં બધાં બળી ગયાં. તે સાલનો કુંડળીઓ નીચે મુજબ હતો.

> કોપ હે મોટા જોપપે, જો કર જાણ્યા કોય;
> અન્ન તરણુ અર શાકક, નિશ્ચે ટોટા નોય.
> નિશ્ચે ટોટા નોય, સોઇ મહિ રખહિ માજા;
> ખેડ માત અરૂપાત્ત, અનુકો રખો સમાજા.
> કહે નાગજી વીપ્ર, ખેત અનાજકા ખોટા;
> પંચાણુકી પ્રીછ, જોપપે કોપ હે મોટા.

સંવત-૧૮૯૬ માં વરસાદ મન માનતો અને નિયમિત થવાથી અથાક અનાજ પાકયું. જેથી આજે કોઇ સારૂં વરસ પાકે તેને છનવો પાકયો કહે છે. દુકાળ પછી ભરસુરા થવાનાં મુખ્ય ત્રણ કારણ છે. ૧—પાછલા દુકાળમાં જમીન પડતર રહેવાથી જમીનનો રસ કસ વધે છે. ૨—એક વર્ષનો ગર્ભ સંચય છે. ૩ દુકાળમાં પાપનો ભાર ઉતાર્યા પછી પરમ દયાળુ ગરીબ નિવાજ પરમેશ્વર પશુ અને નિરાપરાધી મનુષ્યો તરફ દયા બતાવે છે. આ સાલમાં રૂપિઆનું ચલણ થયું ને સિંધુમાં તોફાન જાગ્યું. તે શ્રી નાગજી મહારાજે કુંડળીઆથી જણાવ્યું હતું.

સંવત—૧૯૦૦ માં ધુમર-કેતુ ઉગ્યો હતો. તે માટે શ્રી નાગજી મહારાજે કહ્યું હતું કે.

> સૈકો આનંદ સંવત્સર, લિક ઠર્યો છે ઠ.ઠ;
> અંબર કેતુ ઉગશે, અવગુણ કરશે અઠ.

વગેરે ચેતવણી આપી હતી.

સંવત-૧૯૦૧ના શિયાળામાં માહા માસમાં બહુ હીમ પડયો અને પાણી જામી ગયાં. ઘઉં અને કેટલીક વનસ્પતિ બળી ગઇ. મગની

પીઠ વધી હતી. સં. ૧૯૦૨ ની સાલમાં વરસાદ કમતી થયા. એ વરસ કરડ ભરડ થયું. જેથી મોંઘાઇ થઈ હતી.

સંવત—૧૯૦૩–૪ ને ૫ ની સાલો સારી હતી.

સંવત—૧૯૦૬–૭ માં શિંયળો સમધારણ અને ઉનાળો સં. ૧૯૧૩ માફક ઘણો ગરમ ને ઉકળાટવાળો હતો. ઝાડવેયા પામી પડતાં. જેઠ બહુ તપ્યો હતો. જેથી અશાડ શુદ ૭ થી ૧૩ સુધી ઝડી થઇ. ઝાલાવાડમાં લીમડા વધારે પડયા. બીજે થોડાવળી ભારે વરસાદથી પુર આવ્યાં હતાં. અને વાંકાનેર ને મચ્છુ નદીએ જફા લગાડી. આ વખતે વહન ગીરનારી હતું.

સંવત—૧૯૦૭ થી ૧૩ સુધીનાં વરસ ભલકગ માફક હતાં. આ વખતે રાજકોટમાં કોરીનું ચલણ હતું. ચાર કોરીનો એક રૂપિઓ ગણાતો. ૨૮ રૂપિઆભારનો શેર ચાલતો. અનાજની કળશી ૩૨ થી ૩૫ મણની રૂા. ૪૦ ને શેરે ગણાતી. એ હિસાબે જારની પીઠ કળશીની ૪૦ કોરી (૧ રૂપિઆની ૪ મણ થઈ) બાજરાની ૫૦ કોરી; ઘઉંની ૫૦, મગની ૩૨ થી ૪૦ કોરી. ચણાની પણ તેજ. કમોદ ૨૪ કોરીની મળતી.

ગોળ ૬ કોરીનો મણ. પણ ૨૮ રૂપિઆભારના શેરે ૫૦ શેરનો મણ ગણાતો. ઘી. ૧૬ થી ૧૮ કોરીનું મણ પણ ૨૮ રૂપિઆભારને શેરે ૪૦ શેરનો મણ ગણાતો, તેલ ૬ થી ૭ કોરી પણ મણ ઘી સાથેજ ગણાતો. અથવા ૧૦ શેરના ઘડાની ૧ાા કોરી બેસતી. ખડ–૩ કોરીનું હજાર મળતું. રૂ, નો ભાવ હાલ માફક–ઉંચ નીચ થતો. કપાસનું વાવેતર થોડું હતું. પણ અનાજની નિપજ બહુ થતી. રૂતુ નિયમિત અને ચોમાસાં નિયમિત હતાં. લોકોના મન મોટાં હતાં. નીતિ અને ધર્મનું જોર હતું. તે વખતે જે ઘરડાઓ હતા તે શ્રદ્ધાળુ અને પ્રાચીન રૂઢીઓને આધારે આ વખતે ગામે ગામ હવન હોમ અને બ્રહ્મભોજ ચાલુ હતા. ઘરમાં ભીડ (નાણાંની તંગી)

નહોતી. રાજદરબારે અને ગામે ગામ બ્રાહ્મણે ને ઉત્તેજન હતું. તેથી ધર્મની ક્થાઓ ચાલુજ હતી. જેથી વરસાદનો દેવ દેશ ઉપર તુપ્ત હતો.

બાદ સંવત ૧૯૧૩ પછી અનાજની પીઠ વધી. અને વરસની ૠતુ સાથે ચોમામાની ૠતુમાં ફેરફાર થવા માંડયો છે. રાજા પ્રજાની ધર્મ ઉપર આસ્થા ઘટતી ગઈ છે. તેમ વરસાદનો દેવ કરણી પાર ઉતરણી પ્રમાણે કોપાયમાન રહે છે. માટે આપણી પ્રાચીન રૂઢીનાં મુળતત્વ રીત રૂઢી અને ધર્મ નીતિમાં ચાલુ રાખી હવન હોમ ને બ્રહ્મભોજન ગામે ગામ ચાલુ રાખવાં. કે વરસાદને લાવનારી ક્રિયાઓ સજીવન થાય તો ગએલી બાજીનો દશકો પરમદયાળુ પરમેશ્વર દેખાડશેજ.

અહો ! ! આવી સોંઘવારી વખતે લોકો કેટલા બધા સુખી હતા ! કેવા કેવા વરા અને સામાજીક કામ મોટા દીલથી થતાં. તે અત્યારે એક સાંધે ત્યાં તેર તૂટે એવો કળી અને વર્તમાનને દોષ દઈ બેશી રહેવાનું નથી. પણ રાજા પ્રજાએ પ્રાચીન રૂઢીઓનું ઉપયોગી રહસ્ય ચાલુ કરવું કે, જેનાં ફળ નવી પ્રજાને અમૃત સરખાં મળશે.

( રાજા-પ્રજાનો જે ભાગ પ્રાચીન રીત-રૂઢી ને ધર્મ-નીતિને વળગી રહ્યો છે. તે રાજકર્તાને તેમની પ્રજા પણ સુખી હશેજ. ) માટે સુજ્ઞ રાજકર્તાઓએ અને ધનાઢય ગૃહસ્થોએ વિદ્વાનોની સભાઓ ભરી તથા કમિટિઓ નીમી આપણું પ્રાચીન ઉત્તમ હોય તે ધસાઇ જવા ન દેતાં સજીવન કરો. એજ દેશના ઉદ્ધાર માટે મુખ્ય ફરજ છે.

સં-૧૯૧૪ માં પ્રથમ વરસાદ થયા બાદ ગઇ સાલ માફક રાા માસનું ભયંકર વાયરૂં વાયું હતું. પણ પ્રથમ તથા છેલો વરસાદ ભરપુર થવાથી વરસ સાધારણ પસાર પામ્યું હતું.

સં. ૧૯૧૫-૧૬ ના વરસમાં વરસાદ ઓહોળા ને વરસ સારૂં.

સંવત ૧૯૧૭ માં મચ્છુ કંઠિ, ને કચ્છ વાગડમાં ઘોમ દુકાળ પડયો. આવો દુકાળ કચ્છમાં કેરડો કોઇવાર પડયો નથી. કાઠિયાવાડમાં પણ આ વરસ ખાંડાબરડું હતું. સતરના દુકાળ માટે કચ્છમાં બોલાય છે કે " આગો સતર, માથે પતર. " મતલબ ઘરમાં ખાવા સારૂં વાસણ પણ નહિ રહેવાથી રામપતર માથે ઉંધાં વાળી—ભીખારી દાતે માણસો કાઠિયાવાડમાં ઉતરી પડયાં હતાં.

સંવત-૧૯૧૮ માં તકે મે થયો. બલહરા થઇને પીક મોળી પડી. સં-૧૯૧૯ માં મોલ પાકયા, પણ આશો શુદ ૧૫ ઉપર ગ્રાહુ થવાથી બાજરા કાદવીઆ થયા. જેથી પીઠમાં તેજી થઇ. આ સાલમાં રૂપિઆનું ચલણ થયું ને કોરીની ગણતરી રાજકોટમાંથી ગઇ.

સં-૧૯૨૦ માં વરસાદ સાધારણ. અનાજ થોડું વવાણું ને કપાસનું વાવતર વધ્યું. જેથી અનાજની પીઠમાં તેજી થઇ. કળશીના રૂપિઆ ૮૦ થી ૧૦૦ ભાવ થયો. પણ કપાસની પીઠ વધી ગઇ. ના મણ ૩, ના ૨૫ થી ૩૦ ભાવ બોલાણો. કારણ અમેરિકામાં લડાઇ ચાલવાથી ત્યાં કપાસ વવાણો નહિ. જેથી વિલાયત માટે અહીંની થોડી નિપજ ને ખપતી ઝાઝી. માટે પીઠ વધી. અને લોકોને ખાસાનો અઢળક લાભ મળ્યો. અને ઘણા વેપારી વગેરે ન્યાલ થયા. સોના રૂપાની નદીનું પુર ચાલ્યું. જેથી સુખમાં વધારો થયો.

હવે આ સાલથી રૂતુની કરણી સાથે-ભાવિક અને બોધીક ઇતિહાસ કાવ્ય રૂપે પણ આવશે. તે વાંચનારને રમુજી સાથ બહુ બોધ આપનાર છે. તે સુજ્ઞ વાંચનાર ઉંડા ઉતરી જોશેજ.

સં. ૧૯૨૦ ની કરણીનો ચંદાવળો—

કરૂં પ્રણામ ઉર ધ્યાન ધરી, શંકર દીન દયાળ;
વીશે વીશના ભાવ કર્યા, તેં રંક કર્યા ભૂપાળ,
તેં રંક કર્યા ભૂપાળ તે ગમે, ઘી ચોખાને શાકરૂં જમે;
એવા ભાવ નહિ બાળુ ફરી, કરૂં પ્રણામ ઉર ધ્યાન ધરી.
શંકર દીન દયાળ.

સંવત-૧૯૨૧ માં પાછળથી વરસાદની તાણ પડી. પણ આસો માસમાં મેઘરસી પુષ્કળ આવવાથી માલ જમીનને ધાવીને થયા; પાછલા બે વરસની અનાજની ખલાખાદને લીધે અનાજના ભાવ વીશ માફક આકરા રહ્યા હતા. ઘી અને મરચાં એ ત્રણેનો ભાવ મણના ૩૨ રૂપિઆ થઇ ગયો હતો. સં. ૧૯૨૧ ની કરણીનો ચંદ્રાવળો,

કનક અકેટા કામની પેટી, ઝુમણાના ઝળકાટ;
કાંબી કડલાં ઠણકણે, સૌરણમય શણગાર,
સૌરણમય શણગાર તે જાણી, પીતળને બેડે ભરવાં પાણી;
ગાદી તકીઆને સુખની લેરી, કનક અકોટા કામની પેરી.
ઝુમણાના ઝળકાટ.

સં-૧૯૨૨ ની સાલ બલહરા થઇ. પેઠ ભાંગી. જાર કળશીનુ ૨૪. બાજરા બઉા ૩૦ થી ૩૨ હતા.

ચંદ્રાવળો-બહુ સુખ બાવીશનું જાણી, બેઠાં ન આપે બોલ;
કણબી જાણે કાઠી ગરદેરા, હૈયાં કરી ગયા ઢોલ,
હૈયાં કરી ગયા ઢોલ તે માની, પુથ્વી ઉપર દે નહિ પાના;
કહે દેવ-શંકર સત્ય છે વાણી, બહુ સુખ બાવીશનુ જાણી.
બેઠાં ન આપે બોલ.

સં-૧૯૨૩ માં વરસ ખાંડાબરડું પણ અનાજની છત હતી. વળી ૧૯૨૪ ને ૨૫ ની સાલો બલહરા થઇ હતી. અનાજનો ભાવ કળશીના ૪૦ રૂ. હતો.

ચંદ્રાવળો-ત્રેવીશે તો ત્રણ ઠેકાણે, મનુષ ચાલે મરડાઇ;
આવ્યાને આદર ન આપે, સતમાં ગયાં સંદાઇ,
સતમાં ગયાં સંદાઇ તે બોલે, આજ નથી કોઇ આપણે તોલે;
મિથ્યા સુખને મુરખ માણે, ત્રેવીશે તો ત્રણ ઠેકાણે.
મનુષ ચાલે મરડાઇ.

ચોવીશે છલકું નાખે, નહિં નાણાંનો પાર;
ઔષધી તો એટલી પાકે, ભુ નહિ જીલે ભાર;
ભુ નહિ જીલે ભાર તે લેણું, ઘણી ઉપંજ ને નં મળે દેણું;
બેંસુ ગાયુનાં ધણ બહુ રાખે, ચોવીશે તો છલકું નાંખે.
નહિ નાણાંનો પાર.

ઘાટ ઘરેણાં પૈરી સૌ ચાલે, જુઓ છતના સાગ;
ભાનું જોડે જુગતેથી, ભેળા ભાયુના ભાગ,
ભેળા ભાયુંના ભાગ તે સાચા, ખરચે પગ ભરે નહિ પાછા;
પુરણ સુખ પચીશનાં માલે, ઘાટ ઘરેણાં પેરી સૌ ચાલે.
જુઓ છતના સાગ.

“સંવત—૧૯૨૬ની સાલમાં મે ઘણો થયો. ભલહરા થઇ. પણ મોઢે આવલો કોળીઓ કાળ જેમ નાસ કરે છે. તેમ મોરવાડમાંથી ટીડના મોટા લસ્કરે આવી ક્ષણ માત્રમાં બધા દેશમાં પાકનો નાસ કર્યો. વનસ્પતિ માતર મુકી નહિ. વાદળ માફક આકશ છવાઇ ગયું હતું. અનાજના ભાવ કળશી ના રૂા ૧૦૦ થી ૧૧૨ થઇ ગયા હતા. દુકાળ પડયો.

ચંદ્રાવળા.

વીશ આનાનું વર્ષ જોઇ, મન ગયું મકલાંઇ;
લખનારે લખ્યું બારઆનાનું, આતો થઇ સવાઇ.
આતો થઇ સવાઇ તે જુદા, છવીશે શામળીયો તુઠા.
કહે દેવશંકર હું રહ્યો છું મોહિ, વીશ આનાનું વર્ષ જોઇ.
મનગયું મકલાઇ.

આકાશેથી ઉતર્યાં પંખી, નહિ પાંખાળનો પાર;
છવીસે બાજરા ચણી ગયા, તે ક્ષણું ન લાગીવાર.
તે ક્ષાણું ન લાગી વાર તે થયું, બારેબાર આનાનુ રહ્યું;
કહે દેવશંકર જીવ અસંખી. આકાશેથી ઉતર્યા પંખી.
નહિ પાંખાળનો પાર.

સંવત—૧૯૨૭-૨૮ ની સાલમાં મે તરે થયો ને પાક થયો પણ છવીશ આંકડે ૧૦૦ રૂ. ઉપર ભાવ થઇ ગયા હતા. પણ સંવત ૧૯૨૯ ની સાલ ભલહરા થઇ. જેથી માગશર માસથી પીડ ભાંગી ને કળશીના ભાવ રૂા. ૨૬ થી ૩૦ આવી ઉભા રહ્યા. ચોમાસું વૈશાખથી બેશી ગયુ હતું. આ સાલમાં ટુંટીઆનું જોર હતું.

સત્તાવીશ કહે સમજી લેજો, જોઇને કરીયે જોર;
વખત પ્રમાણે વર્તવું, નહિ વરતો તો ઢોર.
નહિ વરતો તો ઢોર તે સાચા, પછવાડે પસ્તાસો પાછા
કાળની વાતુ સૌને કેજો, સતાવીશ કહે સમજી લેજો.
જોઇને કરીયે જોર

અઠ્ઠાવીશ કહે એટલું માનો કરો પુન્યમાં પ્રીત;
ધરમને અર્થે ધન વાવરો, એ અસલની રીત.
એ અસલની રીત તે સાચી, પુન્યે લક્ષ્મી પામશો પાછી
મંદ મતિને સૌ હું નાનો, અઠ્ઠાવીશ કહે એટલું માનો.
કરો પુન્યમાં પ્રીત.

ઓગણત્રીશ કહે અંત આવ્યો, પ્રજા પામે પીડ;
સુખનો દશકો ચાલતો થયો, ને ઘરમાં ગરી ગૈ ભીડ.
ઘરમાં ગરી ગઇ ભીડ તે જોઇ. માન મોટપમાં સર્વે ખોઇ
કહે દેવશંકર શુભ મારગ ન કાવ્યો, ઓગણત્રીશ કહે અં-
ત આવ્યો. પ્રજા પામે પીડ.

સંવત—૧૯૩૦-૩૧-૩૨ની સાલો ભલહરા થઇ. અનાજની નાકના ભાવ સંવત ૧૯૧૩ ની સાલ જેવા લગભગ સતજુગીઆ વર્તાણા. જાર કળશીના ૧૬ રૂ. અને ઘઉં બાજરાના ૨૦ હતા. બત્રીશની સાલમાં સાબરમતીમાં મોટી રેલ આવી હતી. જેથી શહેરમાં પાણી દાખલ થયું. હજારો ઘર પડી ગયાં. ને લાખો રૂપિઆનું નુકશાન થયું. આવું બુડ અમદાવાદમાં કોઇવાર આવ્યુ નહોતું. (ત્રી

સની સાલથી રીત રૂઢીને ધર્મમાં ફેર પડનો ગયો)

ત્રીશે તોલ ગયો સોનો, ગઇ રૂાજની રીત;
કુટુંબમાં કલેશ વધ્યો, નહિ ભાયુંમાં પ્રીત.
નહિ ભાયુંમાં પ્રીત તે રાને; બેટા બાપનું કેણુ ન માને.
સાસુ ચાંદા કરે છે વહુના, ત્રીશે તોલ ગયા છે સોના
ગઇ રાજની રીત.

જણ્યા તેનું જોર ન ચાલે સાસુની સગાઇ;
મા બાપને મારીને કાઢે, શત્રુ ટેવે ભાઈ.
શત્રુ ટેવે ભાઈ તે બોલું આડું, સગપણમાં સાળીને સારું;
કુટુંબ કોરે ને સાળા માલે, જણ્યા તેનું જોર ન ચાલે.
સાસુની સગાઈ.

કળીંગાનું કારણ મોટું, અધર્મને અન્યાય;
પરથમ પાખંડ પરવર્યો, નહિ નીતિને ન્યાય.
નહિ નીતિને ન્યાય તે તનમાં, માન મોટપને મદ ઘણો મનમાં
એકત્રેથી અત્યંત છે ખોટું, કળીંગાનું કારણ મોટું.
અધર્મને અન્યાય.

બત્રીશે બેવાનાં ગયાં એક ધીરજને એક ધર્મ;
ન્યાય નીતિમાં કોઇ ન સમજે, કરે છે કુડાં કર્મ;
કરે છે કુડા કર્મ તે સાલી, વિરોધ વારતા લાગે વાલી;
પ્રાણ ગયાં ને ખોળીઆં રહ્યાં, બત્રીશે બે વાનાં ગયાં.
એક ધીરજને એક ધર્મ.

સંવત–૧૯૩૩ ની સાલ સાધારણ હતી. પીડમાં સવાયા થયા.

તેત્રીસેથી ત્રાસ ગયો, ગયાં દયાને દાન;
પૃથ્વી રસને ચોરીગઇ, ધરા ન પકવે ધાન.
ધરા ન પકવે ધાન તે જાણી, પૃથ્વી ઉપર ન પડે પાણી.
કહે દેવશંકર હાહાકાર થયો, તેત્રીથી ત્રાસ ગયો.
ગયાં દયાને દાન.

સંવત-૧૯૩૪ માં દુકાળ પડ્યો આગલો શિયાળો ઠંડો ને ઉનાળો ગરમ. નક્ષત્રો કોરાં ગયાં રોહિણી બેસતાં ઝબકી. જેઠ બીજ છપનીઆ માફક ગાજી. વાવણી પુખ ઉપર સખત વાયરૂં. નોરતાગાં ખારી વહનથી મે થયો. પણ બાંઠાં થયાં અને કયાંક ઠામુકાં ન થયાં. ઘણાં ગામ ઉજડ થયાં ને અનાજની પીઠ મણુ જારના રૂા ૩ થયા.

### ચોત્રીશા કાળના ચલગત ચંદ્રાવળા.

સંવત ઓગણી ચોત્રીશાની સાલ, ભુરા ઉગે ભાણુ;
અવળા વાયુ અતિ ઘણા, પ્રજાનાં જાય છે પ્રાણુ.
પ્રજાના જાય છે પ્રાણુ તે જાણો, સતે નાણે ન મળે દાણો
મરે માનવી થઇ બેહાલ, સંવત ઓગણી ચોત્રીશાની સાલ,
ભુરા ઉગે ભાણુ.

### દોહા.

ચોત્રીશાની સાલમાં, ઢઢળી ગયા ઢાંઢા;
પરણેલા પુંછડે પડયા, વકરી ગયા વાંઢા. ૧
બાર શેરની જાર વેચાણી, બે રૂપિયે બંટી;
ઘરનાં છોકરાં પાડે રાડુ, કોઇની ફરે નહિ ઘંટી. ૨
મસ્તકમાં મત ઉછળી, માળવે થોભ્યો પગ;
સરકારે દુકાળ કઢાવ્યો, ધાનના કર્યા ઢગ. ૩

### ચોત્રીશાનું કડતલ.

આવી ચોત્રીસાની સાલ, માણસ થયાં બે હાલ;
કેક ગાજર કરડે, કેક ટાંગા ઢરડે.
કેક સડકે મુઆ, કેક અપથ્ય મુઆ.
ખાવો ખજુરને ખોળ, ફુટી બધા મુલકમાં ફોર.
ખાવાં બોરીસણીનાં બી, જેમ તેમ લેવા દી.
માણસે ખાધેલ જારી, હાડ જાય છે ઝરી.
રાંક ઉભાં રૂએ, કોઇ સામું ન જુએ.

મળ્યા પશુના ભોગ, દેઢ ધરાંણા અથોક.
વગેરે ભયંકર ચિત્ર આ સાલનું હતું.

સંવત–૧૯૩૫ (સન ૧૮૭૭) ટીઢ–પાછલા શિયાળામાં ૫૦ ની સાલ માફક હતી. ઉનાળો ગરમ. મણ માત્ર ગરભના રૂપમાં વરસ્યો. ઉકળાટ ઘણો. વૈશાખ વીજવલો હતો. વૈશાખનું કાળાવમાન ઘણું. જેથી વરસ ભીન થયું. ખડધાન વધી ગયું. જે ગરીબ લોકો ખાતા. જેથી અનાજની તંગી; ભુખ મરો અને શરદી વાળી હવા, પીત્ત વાળાં શાક વગેરે વધી પડતાં દેશમાં તાવ વગેરે રોગની મરકી ચાલી ને હજારો માણુના જાન ગયા. અનાજની પીઠ ચોત્રીશા માફક રહી. આ સાલમાં સમય વાહી વહન–વરસાદ માટે જોરમાં ચાલ્યાજ કર્યું હતું. સીરીસને જુદા રંગનાં વાદળાં વિશેષ હતાં. સાધારણ વાદળામાંથી પોટલા મેહે પાણી પડતું. એવી ભેજને હવાની અનુકુળતા હતી.

ચંદ્રાવળા.

પાંત્રીશે પ્રલય કાળ થયો, મુવાં માનવી અપાર;
મા છોરૂનો સ્નેહ ન રહ્યો, રોતાં મુકયાં બાળ,
રોતાં મુકયાં બાળ ગયાં ભાગી, પાપ જોઇ પૃથ્વી ડોલવા લાગી
વરણુ વરણીનો ભેદ ન રહ્યો, પાંત્રીશે પ્રલય કાળ થયો
મુવા માનવી અપાર.

સંવત ૧૯૩૬ (સન ૧૮૭૯) ની સાલ એક કોરોને એક ભીન ઉપર બલહરા થઇ હતી. પણ ૩૪–૩૫ ની સાલમાં ભુખમરાથી બચ્યા. તેવા ગરીબ માણુસો અનાજની સોધરી બાળવા જતાં. તાવ વગેરે રોગથી ઘણાં માણુસો ભોગ થયાં. અનાજની પીઠ ભાંગી ને રૂા. નું મણુ થયું.

(પાંત્રીશનો મારકો અને કાળનું પુંછડું)

પુરણ દુઃખ પ્રજાને થયું, એકે નહિ ઉપાય;
છત્રીશે રોગ ચાલી મળ્યા, નજરે જોયા ન જાય.

નજરે જોયા ન જાય તે જોય, ઢોરનું ખાણું માનવી ખાય.
વાલા સંગુંનું હેત ન રહ્યું, પુરણુ દુઃખ પ્રજાને થયું.
એકે નહિ ઉપાય.

સંવત ૧૯૩૬–૩૭ (૧૮૭૯–૮૦) શિયાળો નિયમિત. ઉનાળો એપ્રીલમાં ઇંડા જેવડા સખત કરા પડયા. (એપ્રીલમાં કરા પડે તે નિયમિત ગણવા) ચોમાસું જેઠ વદમાંથી બેઠયું. ઝડી ને હેલી અશાડ શુદ ૧૪ થી થઈ. નબળાં ઘરોને ઝાડો પાડી દીધાં તેમાં હલ્લારમાં વધારે ઝાડ પડયાં હતાં. આ સાલના ભાદરવામાં બંગાળાનું ખારી (વેપાર વાયુ) નું વહન મધ્ય પ્રાંતમાં થઇ આ તરફ ભારે જોરમાં આવ્યું. જેથી સુરતમાં મોટી રેલ આવી. આ વહનની નોંધ શાળાપત્રમાં તેના વિદ્વાન તંત્રી શ્રીયુત લક્ષ્મીરામ નવલરામે લઇ આ વહનની અગમ ચેતી રાખવા સુરતને ચેતવણી આપી. જે નોંધ મેં શાળાપત્રમાં વાંચી. તેનું અવલોકન મારા વર્ત્તારાનો આજે મુખ્ય ભાગ ગણતાં ગુરૂ પ્રસાદીની ફળી ભુતી માટે મારાપર અને દેશપર મોટો ઉપકાર ગણાશે. કારણ વેપારવાયુના જોર કે વહન ઉપર ગુજરાત કઠિયાવાડમાં ચોમાસું કેવું બળ ધરાવશે તે હવે પછીના વરસોની વર્ત્તારાની પુષ્ટીમાં આવશે.

(જાર–માથાને જુવાર અને ઘરમાં હશે તો ખાશો.)
સાડત્રીશ કહે ચાલજો ચેતી, જગનું જીવન જાર;
દિવસે તારા નજરે દીઠા, ઉતરીઆ આરોપાર.
ઉતરીઆ આરોપાર તે જ્યારે, મદ મનુષ્યના ઉતર્યા ત્યારે;
કરશો ખેડતો પાકશે ખેતી, સાડત્રીશ કહે ચાલજો ચેતી
જગનું જીવન જાર.

સં–૧૯૩૭–૩૮ (૧૮૮૦–૮૧) વરસ સુગાળને સાતે સરી પાકી. રતુ નિયમિત હતી. અનાજના ભાવ રૂપિયે મણ અનાજ હતું. લોકોની પ્રીતિ ધર્મદાન ઉપર વધી.

આડત્રીશે આનંદની એલી, મળ્યાં મેમાને માન;
ગંગા આદિક તીર્થ કરે, દીએ વીપ્રને દાન
દીએ વીપ્રને દાન તે નાહ્ય, હવે હોંમતો આંહિમે થાય,
મળે મિત્રને તેડાં મેલી, આડત્રીશે આનંદની એલી
મળયાં મેમાનને માન.

સં-૧૯૩૮-૩૯ (૧૮૮૧-૮૨) શિયાળો નિયમિત. ભાદરવામાં ખારી વહનથી ગુજરાત તથા ભાલમાં ઘણો વરસાદ થવાથી ભાલમાં કપાસ સડી ગયા. પણ ઘઉંનો પાક જબરો થયો. આ સાલમાં શ્રી નાગજી માહારાજના ગાધકડામાં નિવાસ થતાં તેમના વિદ્વાન સુપુત્રોની મુલાકાતને સતસંગ વધ્યો ને કુંડળીઆ વિ. વિલાસને સૌદર્પણમાં જાહેરમાં મુકવા માંડયા. અનાજની પીઠ રૂપિએ મણ જાર હતી. લોકોને સુખનો દશકો ચાલનો થયો.

હેતેથી હરિજનને મળવા, ઇચ્છાં સૌના મન;
સતનારાયણપર પ્રીતિ વધી, જેમ લોભીને વાલુ ધન.
જેમ લોભીને વાલું ધન તે લેવા, એમ ઇચ્છે સૌસંતની સેવા;
સંસારરૂપિ દરિયો તરવા, હેતેથી હરિજનને મળવા.
ઇચ્છાં સૌનાં મન.

સં. ૧૯૩૯-૪૦ (૧૮૮૨-૮૩) શિયાળો ઉનાળો નિયમિત. ચોમાસાની શરૂઆત મૃગશર નક્ષત્રથી થઇ. ધોરાજીમાં એકજ દહાડે ૧૭ ઈંચ વરસાદ પડયો. મગ રૂપિઆના ૧।। મણ મળતા. ને જાર બાજરો વગેરે તમામ ચીજ બારઆનાથી ૧ રૂ. મણ હતું. સાતે સરા પાકી.

ચાળીસેંથી સુખ થયું, મે વરસ્યા મુશળધાર;
વિશ્વનાથે વારસ કરી, અન્ન પાકયું અપાર.
અન્ન પાકયું અપાર તે જાણો, ગઇ પીડને સોંઘો થયો દાણો.
કહે હેત્ર શંકર દુઃખ દાવાનળ ગયું, ચાળીસેંથી સુખ થયું
મે વરસ્યા મુશળધાર.

સંવત-૧૯૪૦-૪૧ (૧૮૮૩-૮૪) શિયાળો સમધારણ. ઉનાળો નિયમિત પાક્યો. હિંદીને પાસિમાંહાસાગર એ હલકયા. વરસાદ વકે તેને ચોમાંસાનો દેખાવને વાદળાંની સુંદર ઘટાઓ બહુ આનંદજનક હતી. આ સૈકામાં એવો દેખાવ ને વાદળાં ફરી દેખવામાં આવ્યાં નથી. એવું નિયમિત ચોમાસું ને પાક અખંડ અઢળક સાતે સરાપાર્યા ને રૂપિઆનું દોઢમણ અનાજ મળતું.

એકતાળીસે આનંદકારી, માગ્યા વરસ્યા મેહ;
અડદ મગને તલ થયા ઝાઝા, ત્રણે પાકયાં તેહ.
ત્રણ પાકયાં તેહ તે કર્યા રાજી, ઘઉં ચણાને શેરડી ઝાઝી.
કાઢ્યું દુઃખને કોણીએ મારી, એકતાળીસે આનંદકારી.
માગ્યા વરસે મેહ

સં.-૧૯૪૧-૪૨ (૧૮૮૪) તેમજ સં. ૧૯૪૨ ૪૩ (૧૮૮૫ ૮૬) અને સં. ૧૯૪૩ ૪૪ (૧૮૮૬ ૮૭) એ ત્રણે વરસ પાકમાં બારઆના. પીઠમાં તેજ એટલે મણ અનાજનો ૧ થી ૧॥ રૂ હતો.

( પરદેશી કારીગરીની નકલ આવીને દેશીને ધકો )

બેતાળીસે બુદ્ધિ બગડી, ચડયાં મનુષ્યને માન;
શાસ્ત્ર પ્રમાણે ચાલે નહિ, ગુપ્ત રહી ગયું જ્ઞાન.
ગુપ્ત રહી ગયું જ્ઞાન તે રોઈ, જારની સામું જુએ નહિ કોઈ;
આવી નકલ અસલને તગડી, બેતાળીસે બુદ્ધિ બગડી
ચડયાં મનુષ્યને માન.

ત્રેંતાળીસે ત્રણ હવે, વિવેક વિચારને લાજ;
જ્ઞાન વૈરાગ્યને ગોતતાંહીંડે, કોઈ દેખાડો આજ.
કોઈ દેખાડો આજ તે સહીએ, સંતમાં જઈને ચાકર રહીએ.
કરે કામ કામ સાધુ ન જુએ, ત્રેંતાળીસે ત્રણ રૂવે.
વિવેક વિચારને લાજ.

દયા દીનતા ચાલે બાતિ, નહિ ઠરવાનું ઠામ;

ચુમાળીસે છળ વધ્યો, લિયો ચોરીને કામ.
દુગો ચોરીને કામ તે પાપે, લેણું દેણું કોઈ ન આપે,
ચોર શાહુકારની એક થઈ રીતિ, દયા ડીતતી ચાલે ભીતિ
નહિ ઠરવાનું ઠામ.

સં. ૧૯૪૪ ૪૫ (૧૮૮૭–૮૮) ચુમાળીસના શિયાળામાં હીમ પડવાથી કપાસ શેરડી, બાવળ વગેરેને જરા લાગી. ઉનાળો સખત ગરમ. નક્ષત્રો થોડાં વરસ્યાં. રોહણુ બેસતાં જ ગુજરાત કાઠિયાવાડમાં બધે રેલી. અમદાવાદ પંથકમાં રોહણીઆ બાજરા વવાણા હતા. આદ્રાથી પખ સુધી ૧।। માસ એલી બંધ ઢષતો ઓઠો વરસાદ પડયો. પરિણામે કારતક શુદ પાંચમે માવઠું બંગાળી વહુ નથી થયું. ૫ થી ૭ ઇંચ વરસાદ પડયો ખળાંનો પાક બગડયો. પણ ઘઉં ચણાનું વાવેતર વધી ગયું. ચણાનો ભાવ વાવેતરમાં મણના ૩ રૂ થયો હતો. અનાજના પીઠ કળશીના ૭૦ રૂ થયા હતા. પણ તે એકજ માસ ટકી રહ્યા હતા ઉનાળામાં હદ ઉપરાંત ગરમી વધી જવાથી કોલેરાનો ઉપદ્રવ થયો હતો. ભાવનગરમાં પાણીની ખેંચ વિશેષ થઈ પડવાથી તોલે વચાણું હતું. ખડની તંગી પડી હતી

પેલું શુડ પશુનું કાઢયું, પછે મનુષ્યનો કાળ;
ઢુંઢીઆની તડામાર બોલાવી. કેક બુઢાંને બાળ.
કેક બુઢાંને બાળ તે જાણી, ન મળે અન્ન પીવાનાં પાણી,
ઘણા તડકાને અતિશે ટાઢુ, પેલું શુડ પશુનું કાઢયું.
પછે મનુષ્યનો કાળ.

ધીરજ ધર્મ ન્યાય ને નીતિ, વિવેક વિચારને લાજ;
માન મોબત ને મરજાદા, એ દશ ગયાં છે આજ
એ દશ ગયાં છે આજ તે સાચાં, સતજુગમાં અમે આવશું પાછાં
પીસ્તાળીસે પાંખડમય પ્રીતિ, ધીરજ ધર્મ ન્યાયને નીતિ
વિવેક વિચાર ને લાજ.

સં. ૧૯૪૫-૪૬ (૧૮૮૮-૮૯) શિયાળો બેસતાં ઉપરં મુ-જબ પાંચમનું માવઠું થયું. (શિયાળો મંદ જ(ઉત્તમ). ઉનાળો નિયમિત. મૃગશર્ નક્ષત્રનું બેમાળો ઉપસણીનું પ્યારીવહન તા. ૫ અને ૬ ઠી જુન બે દિવસ અંધા ધુંધ ઝાપટાં નાખતું વાવ્યમાં નિયમિત પસાર પામ્યું. ત્યાર પછી ૧ માસે એલીબંધ ૧॥ માસ વરસાદ થયો ને વચમાં વરાપ દઇ ઉત્તર ઓતરાને હાથીઓ બેઉ નક્ષત્ર વરસ્યાં. જેથી જાર બહુ પાકી ને સાને સરા નિપજવા સાથ ભલહરા થઇ રૂ ની પીઠ તેજીમાં આવીને અનાજની પીઠ મંદી પડી.

છેંતાળીસે ચેંતા ઝાઝી, મુઆં મોબતને માન;
આધિ વ્યાધીની વેદના, તે ધરાય ન પામે ધાન,
ધરાય ન પામે ધાન તે બોલે ખબા તાતને દેહ પણ ડોલે,
થઈ ભેલહરા મન થયું રાજી, સેંતાળીસેં ચંતા ઝાઝી
મુઆં મોબતને માન.

સં-૧૯૪૬-૪૭ (૧૮૮૯-૯૦) શિયાળામાં હીમથી કપાસ, મ-રચીને રીંગણી ખાસ એવો શિયાળો અનિયમિત હતો. નક્ષત્ર માત્ર વરસ્યાં. રોહણુ બધા દેશમાં ગેલી. ગુજરાતમાંથી ધુડ સાથે તોફાન ચડી આવી અંધકાર રૂપે કાઠિયાવાડમાં પસાર પામ્યું. એ તોફાન વાવળ-ગાજવીજ સાથે હતું. મોરબીમાં અંધકાર થતાં માણસે ગ-ભરાઇ ગયાં હતાં. સખત પવનના સપાટાથી નદીનો જોલા પુલ તુ-ટયો. અમદાવાદ પંથકમાં રોહણીઆ બાજરા વવાણા. આદ્રા અધ-વચથી ચોમાસું મંડાઈ-૧॥ માસ વધતા ઓછો વરસાદ એલીબંધ ઝાપટાં પડી અશ્લેખાથી ગયો. તે ફેર ન આવ્યો. ભાદરવે છુટા છ-વાયાં ઝાપટાં પડયાં. વરસ કંતાઈ ગયું. પણ આસોમાં ઝાકળનાં રેડ આવવાથી મોલ જમીનને ધાવીને ક્યાંક પાક્યા. દીવાળી ઉપર મા-વઠું થયું. વરસાદ આસરી ફેર થયો. પીઠ હળવી અનાજના રૂ. ૪૫ હતા.

કર્યું થાય કિરતાર તે તારૂં, શાણા સમજી લે;
સુડતાળીસે સાત આનાનું. મુળ વરસ્યો નહિ મે.
મુળ વરસ્યો નહિ મે તે જાણો, ક્યાંક ભલહરા ક્યાંક મુળ નહિ દાણો;
ખાંટાં જોઈ મન બળેછે મારૂં, કર્યું થાય કિરતાર તારૂં.

શાણા સમજી લે.

સં–૧૯૪૭–૪૮ ( ૧૮૯૦–૯૧ ) શિયાળો ઠંડો તેમ ગરમા ગરમ–માવઠાં ઘણાં. ઉનાળો રેવતી, અશ્વની અને ભરણી બગડયાં. પણ વૈશાખના પવનનું નિયમિત જોર હતું. તેમજ કૃતકા રોહણી ખૂબ તપ્યાં ને ઉનાળાનો ગર્ભ સુધાર્યો જુનમાં વરસાદ પ્રથક ને અશાડ વદ ૧ ની રાત્રે પૂર્વમાંથી વહાન ગાજવીજ સાથે બધા દેશ માં ફેલાઈ ગયું. પણ હિંદી માહાસાગરનું ગોરનારી વહન પ્રત્યાઘાતથી પાછું હલકયું: આઠ દિવસ એવા ને ઝડી રહી. મહુવામાં રેલ આવી. રેલવેમાં ઠારોઠાર ગાબડાં પડયાં. હજારો ઘેટાં–ગધેડાં વગડામાં મરી ગયાં પાછળથી વરસાદ સાધારણ થવાથી પાક સાધારણ થયો. ( આ સાલથી અમારા અવલોકનના વર્તારા અગાઉથી જાહેરમાં મુકવા માંડયા–જુએ. કા. ટાઇમ્સ તા. ૨૪ મી જુન ૧૮૯૧.)

ચંદ્રાવળા.

અડતાળીસે ઉત્પાત થયો, ઝડાયે કર્યું તું જોર;
દરિયામાં તો વહાણ બુડાડયાં, કૈંક મરી ગયાં ઢોર.
કૈંક મરી ગયાં ઢોર તે એંશી, ઝાડેઝાડને નાખ્યાં ખેંશી;
કહે દેવ–શંકર કોઇ ઉપાય ન રહ્યો, અડતાળીસે ઉત્પાત થયો.

ઝડીયે કર્યું તું જોર.

સં. ૧૯૪૮–૪૯ ( ૧૮૯૧–૯૨ ) શિયાળો નિયમિત. ( સાધારણ ઠંડીવાળો તે ઉત્તમ ) ચૈત્ર નિર્મળ. ભરણીનું તોફાન વૈશાખ શુદ ૪ નું ભારી પવનનું ગાજવીજ ને ધુળના અંધકાર સાથે પસાર પામ્યું. હાલારને કચ્છમાં વધારે વરસાદ પડયો. કચ્છ બગડાશે સરદ

બાજરા વવાણા. આ તોફાનથી કચ્છમાં ૯૮૦૦૦ ઘર, ને ૧૨૬૦૦૦ ઝાડ, તેમજ ૬૦ મછવા સાથે એકંદર ૧૩ લાખ રૂ.નું નુકસાન થયું.

(અખાત્રીજ કે ગણપતિ ચોથનો વરસાદ કે છાંટા એ વરસ માટે ઉત્તમ વધામણી જાણવી ) ત્યાર પછી વૈશાખનો પવન નિયમિત ચાલુ રહ્યો. સંવત ૧૯૪૫ માફક તા. ૧ લી થી ૨ જી જુન સગી ખોરી ( વેપાર વાયુનું ) વહન વાવ્યમાં મેઘાડમ્બર સાથે ગુજરાત કાઠિઆવાડ માથેથી પસાર પામ્યું અને વહન હિંદી મહાસાગરમાં ગુમ થયું. પણ માસ સવા માસે એલીબંધ વહન વરસાદ મોકલવાને હિંદી મહાસાગરે કોલ આપ્યો. ને સંવત–૧૯૪૬નાં વહન પ્રમાણે પાછો બરાબર ૧ માસે વરસાદની એલી મંડાણી. શ્રાવણ ભાદરવો ખુબ રેલ્યા. પણ ઘણા વરસાદથી આગતર થોડું અને પાછતર બહુ નિપજ્યું. બાજરા કાદવીઆ થયા.

મહાનશોધ:-જેસાલમાં શિયાળો થઇ, ચૈત્ર નિર્મળ, વૈશાખનું ગાજ. વીજનું વહન. તોફાન. કે ફૂંકતો પવન. રોહણ નક્ષત્રનું ઉત્તમ તપવું મૃગશરતો ફૂંકાતો પવનનું બે દિવસનું વહન. તે સાલમાં વરસાદ ભરપુરને વરસસુગાળ જાણવું તે બધાં ચિન્હ આ સાલમાં નિયમિત હતાં પણ ચોમાસું વરસાદ માટે કેવું બળ ધરાવસે. તે મૃગશર નક્ષત્ર કે જુનમાં ખારી ( વેપાર વાયુના વહન ઉપર દેશી વાયુચક્ર ખાતું મોટો આધાર રાખેછે એટલે જે સાલમાં તે વહન બેથી ચાર દિવસ વહે તે ચોમાસું ઉત્તમ; ૪થી ૮દિવસ વેપાર ( અગ્ન ) વધુ વાયતો વરસાદને વરસસમધારણ.(જુઓ–વર્તારો. કાઠિ ટા. તા. ૨૨મી જુન ૧૮૯૨ )

સાંગ વરતકને છોડી મેલ્યો, વિઠ્ઠલે કરી વાર;
ઓગણ પચાસે એલી મચાવી, પાણીનો નહિપાર;
પાણીનો નહિ પાર તે તાજા, મોટા મોલ ને બંડ થયાં ઝાઝાં;
શ્રાવણ ભાદરવો ભરપુર રેલ્યો. સાંગવરતકને છોડી મેલ્યો.

વિઠ્ઠલે કરી વાર.

આગતર નિપજ ઓછી થઇ, પાછતર નો નહિ પાર.
પ્રીઠ આપી પરમેશ્વરે, તેમાં બીજાનો શું ભાર.
બીજાનો શું ભાર તે લીધા, નિર્ધનને ધનવાન બણ કીધા;
કપાસ જોઇને કળતર ગઇ, આગતર નિપજ ઓછી થઇ.

પાછળતરનો નહિ પાર.

સં-૧૯૪૯-૫૦ (૧૮૯૨-૯૩) શિયાળો અનિર્યમતિ સં ૧૯૪૮ માફક માંવઠાંથી ગર્ભપાત. હીમ પોષમાં તેમજ મહાવદ ૭મે પડયો. કપાસ વગેરે ને જફાલાગાડી. ઉનાળો એકાએક બેઠો હતો. નક્ષત્રો વરસ્યાં હતાં. ફાગણવદ ૧થી ઉનાળો એકાએક બેઠો હતો ફાગણવદ ૮મે પંચાળ વગરે ભાગમાં સખત કરા પડયા. વેપાર વાયુના આજ-કાજ હતાં. સુમી જુનથી એલી બંધ ચોમાસું મંડાણું. એક માસમાં ૪૦ થી ૫૦ ઈંચ વરસાદ પડયો. તે અશ્લેખાના ગયો. ને પાછો આવ્યો નહિ. જેથી પાછળથી વરસાદની તાણ રહી. ભાદરવો તપ્યો પાછલા વરસાદની તાંણે પાછતર થોડું થયું શિયાળે દેવદીવાળીં ઉપર માવઠું થયું. ખડની તાણ કેટલાક ભાગમાં જણાઇ હતી. હીમની ખાતરી અત:-સંવત. ૧૯૪૪,૪૬ ,ને૪૯ એત્રણે શિયાળમાં હીમ પડવાથી સં-૧૯૪૫-૪૭ ને ૫૦ના ત્રણેચોમાસામાં પ્રથમ એલી બંધ લગભગ ૧ાા માસ વરસાદ વરસી અશ્લેખાથી ગયાનો શોધ નીકળેછે ને એક વરસાદની પાછળથી ખેંચ રહી જાયછે. છે અમારા નિયમિત અવલો-કનની નોંધોથી પુરવાર થાયછે

પચાસમાં પરશોતમ આવ્યો, વરસ્યો અંદરાધાર;
એક માસની એલી બનાવી, પાણીનો નહિપાર.
પાણીનો નહિ પારતે નાય, હવન હોમ સૌ કાશીએ જાય;
ગયો વરસાદ ફેરજ નાવ્યો, પચાસમાં પરશોત્તમ આવ્યો
વરસ્યો અંદરાધાર.

ઢોરનું દુઃખ મેં નથી જોવાતું. વીઠલા કરજેવારઃ
સોનાં રૂપાં તે છએ આપ્યાં, મહિના કાઢવા બાર.
મહિના કાઢવા બાર તે લહેરી, ઉનાળામાં આવી દશેરા;
વરસ વરસને આવ્યું ખાતું, ઢોરનું દુઃખ મેં નથી જોવાતું.
વીઠલા કરજે વાર.

શિયાળે ચોમાસું કીધું, પાણીનો નહિ પાર;
પરશોત્તમજી પરણ્યા તેદી, વરસ્યો અંદરાધાર.
વરસ્યો અંદરાધાર મન મેલી, આઠ દિવસની કીધી એલી;
દુનિયાને તો સુખ પણ દીધું, શિયાળે ચોમાસું કીધું.
પાણીનો નહિ પાર.

સં-૧૯૫૦-૫૧ (૧૮૯-૩-૯૪) શિયાળામાં ઉપર મુજબ દેવદીવાળી ઉપર માવઠું થયું. એટલે કાર્તક માસમા માવઠું થાય ત્યાર પછીની સાલ સારી. એમ. આપણને ૧૯૪૫, ૪૭ને૫૦ એ ત્રણ સાલના માવઠાથી નિયમિત શોધમાં વધારે આધાર થયો. શિયાળો મદ, શિયાળો હુતાશણી તાપીનો ગયો. ઉનાળો રૂકળાટ વાળો તગામ નક્ષત્રમાં વાદળાંનો ગર્ભ જોરમાં પણ ગર્ભ બગડયો નહિ. વૈશાખ વીજવલી, વૈશાખનો કોળાંબ ઉપરા ઉપરી બહુ આવ્યો (સવારમાં ઝાકળીઆં વાદળાં નીકળેછે તેને કોળાંબ ગણવાં—તે વાતાવરણને ઠંડુ પાડી વરસાદના રૂપને વધારે છે) જેથી ચોમાસુ તા. ૭મી જુને ગીરનારી વનહથી એક એક આવી—તા. ૧૦ મી જુનથી ગુપચુપ વરસાદના ઘોઘબંધથી સવારમાં બેઠું, ચોમાસામાં મનસુનના ચાર મોટાં વહન આવ્યાં. જેથી આખા હિંદમાં જે જે કાર થયો. સાતે સરા પાકી. ને અનાજના ભાવ મંદ પડયા, ( આ સાલનો અગાઉથી વર્તારો તા. ૭મી જુન ૧૮૯૪ કા. ટા. જુઓ.)

એકાદશમાં અગ્નિ ખોવાણો, જેમાં વધો જળ;
નહારે નીકળો જાયકે ખાળમાં, ઉતરી આગલી કળ;

ઉતરી આંગલી કળને ભીંઇયો, પચાશના જેવો નાખ્યો પાયો.
પશુને ભાગ્યે વરશ્યાં પાણી, એંકાવનમાં અગ્નિ એંળાણી.
જેડમાં વર્ષા, જાણી.

કુવાનાં નિરતો કાંઠાસુધી, શ્રાવણી ચાલ્યા જાય;
ખડની ખોટ ન રહી, કોઇ પશુ ન ખાય.
કોય પશુ ન ખાય તે સાખી, ઘણા લાવને બહુ થઇ ભાખી
પડયા ફોડાને બીની બુદ્ધિ, કુવાનાં નિરતો કાંઠા સુધી.
શ્રાવણી ચાલી જાય

સં-૧૯૫૧-૫૨ (૧૮૯૪-૯૫) શિયાળો મંદ નિયમિત, ઉનાળો સં-૧૯૪૮ માફક થયો. કૃતકા-રોહણી તપ્યાં તા. ૪ થી ૯ જુન સુધી ૪ દિવસ. ખારી વહન ચાલ્યું. ત્યાર બાદ એકમાસે સખત પવન. કુંરી-નિયમિત રીતે ૯ મી જુલાઇએ પુનરવસુમાં મે એલીબંધ થયો વચમાં વાયરું કાઢી ભાદરવામાં સુર્યો પવનની ગતિ ત્રણ દિવસ થવાથી: બંગાળા ઉપસાગરનુ વહન આવી પહોંચ્યું ત્યારબાદ વરસાદ નહિ થવાથી ૠતુમાં અનિયમિત ૠતુ વર્તાઇ તા. ૧૮ મી અકટોબરે ધોરી ચિત્રાનું માવઠું ઇશાની પવનથી થયું. ઘઉં. ચણાનું વાવેતર વધ્યુંને વરસ વળાયું ( કા. ટા. તા. ૧૯મી જુન )

બાવને તો બીક દેખાડી, જીવશું નહિ જરૂર,
મેના માનવી મરી ગયાં, ને વા ફેંકે ફરૂર.
વા ફેંકે ફરૂર તે અજંપે, જોઇ પવનને માનવી કંપે;
કહે દેવ—શંકર શું થશે માડી, બાવને તો બીક દેખાડી
જીવશું નહિ જરૂર

૫૨નું પુનરવસુમાં વરસાદ થવાથી આવતી આફત દુર થઇ.

સં—૧૯૫૨-૫૩ ( ૧૮૯૫-૯૬ ) શિયાળો ઠંડો અને હુતાશણી તાપીને ટાઢ ગઇ. ઉનાળાંમાં તડકો વધી પડવાથી વૈશાખમાં

પંખી ઝાડવેથી ઘરના આંગણામાં શીતળ જગાએ ભય મુકી ઘુસી જતાં. ગરમી ઘણી વધી જવાથી કોલેરાની ઉત્પતી પુર જોશમાં વધી હતી વૈશાખ શુદ ગણપતી ચોથ અને પાંચમનો વાયુ ઉત્તર હીંદુસ્તાનમાં પૂર્વનો વાયો. ને ગુજરાત કાઠીયાવાડખાતે પમાર પામ્યો. ને હીમાળુપવન વાવાથી ગોળાનાં પાણી શિયાળા માફક જણાયાં. ( આ અનિર્મિત પવનથી હીંદમાં દુકાળ પડયો ) પણ વૈશાખનો કોળાંભ મુંબઇ ઇલાકામાં ઘણો આવ્યો હતો. નક્ષત્રો કોરાં ગયાં. રોહણથી ભેજ વધારનારાં તોફાન શરૂ થયાં, મૃગશર નક્ષત્રનું આગી ( અગ્નિ ) વહન ચોમાસાના મુખમાં બાર દિવસ વહ્યું. પણ અરબી સમુદ્રમાં સામેથી મનસુન જોરપર આવી પશ્ચિમ કોષ્ટાપર ૨૦ મી જુનની આસપાસ ગાજવીજ સાથે જુધ્ધ ચાલ્યું. મનસુન જીત્યો. તે વહન રૂપે જૂલાઈ સુધી ૪૦ થી ૫૦ ઇંચ સુધી વરસાદ મુંબાઇ ઇલાકા પૈકી ગુજરાત કાઠીયાવાડમાં પડયો. પણ છેવટ ન પડવાથી ખેંચ રહી. છેવટ માવઠું થયું. અનાજ ખડ ઉત્પન્ન થયાં. પણ હીંદમાં વિસ્તાર વાળા ભાગમાં ઘોમ દુકાળ પડયો. જે મુંબાઇ ઇલાકાના ઘઉંના જબરા પાકે ભીડ સાચવી. ઘઉંનો ભાવ મણના ૨॥ રૂપીઆ થઇ જવાથી વળી નાણાં ભીડ પણ ઘણી હતી. જેથી ગરીબ લોકોને વધારે શોષવું પડયું. ( આ સાલનો વ. કા. ટા. તા. ૨૪ મી જુઓ )

**ચંદ્રાવળા.**

તેપનમાં તડકો ઝાઝો, ટુંટીઆની તડામાર;  
કાગળીયું થાય કારમું, કોઈ નીકળે નહિ બહાર.  
કોઇ નીકળે નહિ બહાર તે વળી, ઢોરમાં આવી ઉતળી શીળી;  
પડે ધાડાં ને હડેશે બાઝો, તેપનમાં તડકો ઝાઝો.

ટુંટીઆની તડામાર.

બળેવ સુધી બહોળાં પાણી, જોડથી તે જાણ;  
પછે ફોરૂં પડયું નહી, વાંસેથી કરી તાણ.

ત્રાસેથી કરો તાણ તે જાણી, સડી પીઠ ને પ્રજા અકળાણી;
કાળ કાળ એમ ઓચરે વાણી, બગેવ સુધી બહોળાં પાણી;
જેઠથી રે જાણુ.

માઠે વરસે માવઠું કીધું, મોઘું કીધું અન્ન;
ઉધારે કોઇ આપે નહિ, ચોરાઇ ગયાં છે મન.
ચોરાઈ ગયાં છે મન તે ભાઇ, ગયો નાતો ને ગઇ સગાઇ;
પડયું દુઃખ તે ભોગવી લીધું, માઠે વરસે માવઠું કીધું.
મોઘું કીધું અન્ન..

સંવત ૧૯૫૩—૫૪( ૧૮૯૬-૯૭ ) ત્રેપનમાં હિંદમાં દુકાળ પડયો. પણ મુંબાઇ ઇલાકામાં બગેવ પછી વરસાદ રહ્યો નહિ, જેથી વરસાદ અને ખડની તાણ રહી. ભાદરવામાં ગરમી વધી ગઇ. ને રૂતુ અનિયમિત લંબાણી, જેને પરિણામે કારતક સુદ ૧૫ તા. ૧૯ નવેંબરે માવઠું થયું. શિયાળામાં ૧૯૪૮ માફક માવઠાના હુમલા હિંદી મહાસાગરમાંથી દુકાળવાળા ભાગમાં જતાં શિયાળો ઘણે ભાગે નિયમિત હતો. અખાત્રીજનો પવન પશ્ચિવાયો. ગરમીનો ઉકલાટ સખત હતો. ફાગણ વદમાં ને ચૈત્રમાં મોસમનાં વાદળીના હુમલા હતા. પણ વૈશાખ જેઠમાં ગરમી નિયમિત પડી. ખારી વહન તા. ૫ થી જુનની ૮ મી સુધી ૪ દિવસ પસાર પામ્યું. જેથી એક માસ વાયરે કાઢી પુનર્વસુ નક્ષત્ર અને તારીખ ૯ મી જુલાઇએ વહન શરૂ થયું. હિંદના દુકાળને લીધે સાલની શરૂઆતમાં અનાજ ખડની મોંઘવારી રહી. કારણ હિંદમાં ખેંચાણ હતું. માણસોને કમાણી નહિ અને અનાજ મોંઘુ માટે વધારે વસમું લાગ્યું. પણ આખરે ચોપનની સાલ બસહરા થવાથી પ્રજા મોંઘવારી રૂપી કાળની દ્રષ્ટિમાંથી છુટી. ( વ. કા. ટા. તા. ૩૦ મી જુન જુઓ ).

ચંદ્રવળા.

ચોપનમાં ચોસઠના, વહરા વાયુ વાય,
આદ્રાને કોરી કાઢી, ત્યાં માથે મરી દળાય.

ત્યાં માથે મરી દળાય તે જાણો, નાણું નીરણ ન મળે દાણો;
નથી જોવાતાં દુઃખ પશુનાં, ચોપનમાં ચોયદશુના;
વહરા વાયુ વાય.

પીડેતો પણ મેલાવ્યું, હાર્યા હિંમતદાર;
મજુરી કરતાં અન્ન મળે નહિ, મોંઘુ અપરમપાર;
મોંઘુ અપરમપાર તે શું ખાય, ચૌદ શેનું અન્ન વેચાય.
નિર્ધનિયાં કહે મોત આવ્યું પીડતો પણ મેલાવ્યું.
હાર્યા હિમતદાર.

અશાઢ વરસ્યો શ્રાવણ વરસ્યો, ભાદરવો ભરપૂર;
વીશ આનાનું વર્ષ કહ્યું, પણ મોંઢે મળે નહિ નુર.
પણ મોઢે મળે નહિ નુર તે શું કામે, માની કમાણીમાં છોરૂં
ન સામે,
કહે દેવશંકર ઇશ્વર શું કરશો, અશાડ વરસ્યો શ્રાવણ વરસ્યો.
ભાદરવો ભરપૂર.

કાળ જાશે કાણીયું રહેશે, એવી ચોપનની સાલ;
દુનિયાને માથે ડાભ ઉગ્યો, આજથી વધતો કાલ;
આજથી વધતો કાલ તે જાણો; ઉધારે કોઇ ન આપે દાણો;
કહે દેવ શંકર કેને જઇ કહેશે. કાળ જાશે ને કાણીયું રહેશે.
એવી ચોપનની સાલ.

ભલહરા કરી ભય દેખાડયો, ત્રણવાર આવ્યાં તીડ;
ઉપર થઇ ઉડી ગયાં, ચાખી નહિ કોઇ ચીજ.
ચાખી નહિ કોઇ ચીજ તે ગયાં, નહિ નુકસાનને આકળાં થયાં;
કાચા મોલમાં વાઢ લઇ પાડયો, ભલહરા કરીને ભય દેખાડયો,
ત્રણ વાર આવ્યાં તીડ.

સ—૧૯૫૪-૫૫ ( ૧૮૯૭-૯૮ ) શિયાળો સમધારણ. હીમ-ગર્ભના રૂપમાં હતો. પણ હાલાર ને મચ્છુ કાંઠામાં વધારે હતો. હુ-

તાશાણીનો પવન ઇશાની હતો. ઊનીઓ ગરમ. ફૂનકા વરસી. રોહણ તપી. ખારીવહન જૂનની તા. ૧૦ થી ૧૩ સુધી ચાર દિવસ નિયમીત વહયું. પછી નિયમ પ્રમાણે ૧ માસે ૧૦ જુલાઇએ એલીબંધ મે થયો. વચમાં તાણ પડી. પણ આખરે વરસાદ ગુજરાત કાઠિયાવાડમાં ખારી વહનથી ચડી આવી ગાજવીજ સાથે અડવાડીયું પડયો. અનાજ ખડની ઉપજ સારી થઇ ને બાર આને જારે મણ વેચાવા લાગી. રૂના પાંચ હતા અને ભોગવેલા દુઃખનો બદલો સોંઘવારીમાં ગરીબ નિવાજ એકલાના બેલી પરમેશ્વરે ઉતાર્યો. અને ખડને જાર ઢુંડે ઢુંડે થવા માંડયાં. પણ ઇશ્વરની કૂદરતને કોઇ પાર પહોંચ્યું નથી. પણ વિદ્વાનો અને અનુભવીઓ ઇશ્વર કૃપાથી મનમાં સમજી જાય છે કે—ઢુંડે ઢુંડે થાય છે. માટે હવે પછીનું વરસ કઠણ આવશે આ અનુભવ દરેક વસ્તુને માટે કુદરતનો સાહેબ સાક્ષી પૂરે છે. ( વ. કા. ન્યુસ. તા. ૮ મી જુન જુઓ.

પંચાવનમાં પાણીને પાડ, રઝળે રૂપને રૂ;
મોટા મોટા મુઝાઇ ગયા, ભડને પાયાં ભુ.
ભડને પાયાં ભુ તે જાણું, સમરથને ત્યાં નીકળે નાણું;
કહે દેવ શંકર સંઘરજો જાર, પંચાવનમાં પાણીને પાડ,
રઝળે રૂપુને રૂ.

રૂ વાળા ઝાઝું રોવે, માળે ટકે નહિ મન;
દાણા વાળા દાંતુ કાઢે, જેણે સંઘર્યાં અન્ન-
જેણે સંઘર્યાં અન્ન તે ખાય, પછવાડેથી પૈશા થાય.
વીશના ભાવની વાટું જુએ, રૂ વાળા ઝાઝું રૂવે.
માળે ટકે નહિ મન.

સંવત. ૧૯૫૫ ૫૬ (૧૮૯૮ ૯૯) આ સાલના શિયાળામાં સખત હીમ આવ્યો હતો. પણ તે દારૂણ નહોતો. તોપણ તે નઠારૂં ચિન્હ હતું ઉપરાંત આ સાલમાં આકળનું અતિશે ઝરવું. કુતાશણીનો

વાયુ ગીરનારી પણ આંચકાનો હતો. અંખાત્રીજનો પવન અગ્નિખુણુ નો હતો. વળી ચૈત્રમાં સખત માવઠું થયું. ચારે માસનો ગરમ ગાળ્યો. ઓછામાં પુરૂં જેઠીબીજ એકાએક બધદિશમાં ગાજી વીજીને કરાના સખત તોફાન સાથ વરસી. કહેવતછેકે "જેઠી પુરતો છોકરાં ફાકે ફુળ" વળી જેસાલમાં "પડે બહુ કરા તે સાલમાં ઉતરે સાજને વળા" (જેઠી બીજ એકાએક ગાજી વીજી. બીજે દિવસ ઉઘાડ થયો. તે નબળુ ફળ. પણ આગળ પાછળ વરસાદ વરસતો હોય ને ગાજવીજ થાય તેનું પરીણામે ફળ ખરાબ નહી; ઉપરાંત ધરતીનું ધરેણતું (આંચકા થયા હતા.) વળી વેપારવાયુ નબળો અને અનિયમીત હતો. છેક જુલાઇ આખરે વાગ્યો. પણ સાધારણ. જેથી આગષ્ટ આખરે પ્રથક વરસાદ ગુજરાત કાઠિયાવાડના દક્ષિણ ભાગમાં થયો હતો. વાયરા અને દુકાળની સખત નિશાનીઓ શરૂઆતથી જણાઇ હતી. રાજા પ્રજાને બનતી ચેતવણી આપી હતી. શ્રી નાગજી મહારાજના કુંડળીઆની આગમવાણી પણ દુકાળના ધરનીજ વતી.

આ દુકાળ ગંગા કાંઠે અને બંગાળા શિવાય હિંદના વિસ્તાર વાળા ભાગમાં લંબાયો હતો. તેનું રૂપ મોટું હતું. સપટેંબરમાં શિયાળાની રૂતુએ દેખાવ આપ્યો હતો. વનસ્પતિનો નવો કોસ લીંમડા વગેરેમાં રૂતુવિના દેખાવા લાગ્યો. દુકાળ પગથીએ પગથીએ આશા આપી પડયો. રાજા પ્રજા ઓચીંતી સપડાણી. અનાજ, ખડના ભાવ વધી ગયા. અનાજ ગણુના ૬ રૂપિયા થઇ ગયા હતા. ખડના હજાર પાઉંડના ૩૦ થી ૩૫ રૂપિઆ રાજકોટમાં બોલાણો. અને ગુ. કાઠિયાવાડમાં ૧૧ લાખ ઢોર મરણ પામ્યાં. ઘીનો ભાવ રૂા. ૩૦ થઇ ગયો હતો. મા–છોરૂનો સ્નેહ રહ્યો નહિ. સગાની સગવટ રહી નહિ. પ્રજા દુકાળને સન્મુખ આવેલો ઉભો જોઇ થરથર કંપવા મંડી. રાજાઓ મોટા વિચારમાં પડી ગયા. શેઠ શાહુકારો હેબકાઇ ગયા. પણ જ્યાં બ્રિટિશ રામરાજ્યનું શિતળ છત્ર ત્યાં પ્રજાને બચાવવા મોટા દીલના બ્રિટિશ હાકેમો દરેક પ્રાંતોમાં એકદમ

જાગૃત થયા. અને દુકાળને પહોંચી વળવાને ઘટીત હુકમો કાઢી જોઇતી મદદ આપી હારે ઠરે રીલીફ વગેરે કામો ઉઘાડી પ્રજાને બચાવવા દયાળુ અને ચાંપતા ઉપાય લીધા. આ વખતે કાઠિયાવાડને સુભાગ્યે બ્રિટિશ હાકેમ નામદાર કર્નલ હંટર પોલીટીકલ એજંટ હતા. તેમણે દુકાળને પહોંચી વળવા માટે રાજા-પ્રજાને વેળાસર જગાડી. તન, મન અને ધનથી. ટાઢ, તડકાની દરકાર ન કરતાં જે સ્તુતિપાત્ર મહેનત લીધીછે. જેનું વર્ણન લખીએતો પુસ્તક થાય.
વળી દુકાળથી બચાવી લેવા.

સુજ્ઞ રાજાઓ અને ધનાઢ્ય શાહુકારોએ પોતાના ઉદાર હાથ લંબાવ્યા હતા. પણ શિયાળો આવતાં સખત ઠંડી અને પેઠને કારણે-રીલીફ ઉપર ઉદ્યોગની મહેનત કરવા જતાં કેટલાક સુવાળા અને ગરીબ સૌને અનિયમિત હવાને નામે કોલેરા, પ્લેગ વગેરે રોગો રીલીફના કામોમાં ફેલાતાં કેટલાક માણસો તેના ભોગ થયા અને પ્રજા ઉપર છપનના પાટા ચારસેં વરસે ફરી પડયા અને છપનના પાટાની કહેવત કુદરતે ખરી કરી દેખાડી. આવો સખત દુકાળ સંવત ૧૮૬૯ પછી કોઇ પડયો નહોતો. જેથી રાજા પ્રજાને બહુ વસમું લાગ્યું. પણ બ્રિટિશ રામરાજ્યના પ્રતાપે રૈલવે સાધનથી અનાજ ખડના મોટા ગંજ ખડકાઈ પડયા. પણ આગળના દુકાળોમાં છતે પૈસે અનાજ મળતું નહોતું. ત્યારે આ છપનીઆમાં છતે અનાજે ગરીબ માણસના ઘરમાં અનાજ લેવા પૈસા નહોતા. એટલે ખરેખર હવે દુકાળ સાથે પૈસાનો પહેલો દુકાળ જણાયછે. માટે પૈસાનો દુકાળ ન પડે તેથી ખેતીવાડીમાં સંગીન સુધારો કરવો. અને વિલાયત વગેરે દેશની માફક વિદ્યા-કળાનો ઉદ્યોગ આપણા દેશમાં વધારવો કે દુકાળની ઓચિંતી આધીને અટકાવી શકાય. ( જુઓ દુકાળ સામે ચઢાઇ). આ સાલનો વર્તારો ગુજરાતીમાં તા૦ ૨૭-૮-૯૯ વાંચો

# છપનની કૂરણા.

### દોહા.

મો પુગી માળવે, પોગી પાવન પાલ;
ઓગણુ તેરાથી આકરી, ગઈ છપનની સાલ. ૧

દેવું કોઇ છોડે નહિ, કાળું ને ઘોળું દોર;
છપનીઆની સાલમાં, કે વાઢી ખાવા મંડયા ચોર. ૨

બાર શેરની બાજરી વેચાણી, તેર શેર ઘઉં;
ટાપી બોળો કહે કોઇ ફ્લોમાં, મેં જીવાડી મઉં. ૩

દુકાળ પડવાનાં કુદરતી કારણો લખ્યાં ઉપરાંત–રાજા–પ્રજાની કરણીનાં વિશેષ કારણો.

### ચંદ્રાવળા.

બહુ અધર્મે અવની અકલાણી, કંપી વારમવાર;
ખળ પુરૂષને ખોટા બોલા, તેના થયો મુને ભાર.
તેના થયો મુને ભારતે ગાજી. પુત્રીને પૈસે થાય સો રાજી;
ગયો બોલ ગઇ સત વાણી, બહુ અધર્મે અવની અકલાણી.
કંપી વારમવાર.

કામ ક્રોધ કબુદ્ધિ ઝાઝી, ઘણા મોહને માન;
સિદ્ધા રસ્તા છોડી દીધા, અવળું પકડી જ્ઞાન.
અવળું પકડી જ્ઞાન તે થયું, ભીખનું નાણું ભંડારમાં ગયું;
કહે મકવાણા દીલમાં દાઝી, કામ ક્રોધ કબુદ્ધિ ઝાઝી.
ઘણા મોહ ને માન.

કર્યો કોપ કૈલાસને નાથે, જોઇ પ્રજાનું પાપ;
ખોટું લેવું ખોટું દેવું, ખોટાંની કરે વાત.
ખોટાની કરે વાત તે આ ટાણે, લોડીઆં મોજું લાખુંની માણે;
કરે દગોને કળ સામું ન જુએ, કર્યો કોપ કૈલાસને નાથે.
જોઇ પ્રજાનું પાપ.

સં૦–૧૯૫૬–૫૭(૧૮૯૯–૦૦) શિયાળો ઠંડો અને પોષ માસમાં દી૦

મની અસર જણાઇ. તેમજ પોસમાં વીજળી સાથ ગાજઠાંની અસર પસાર પામી. ( પોષની વીજળી થઇ, એટલે આવતું વર્ષ સુકાળ થાય).

હુતાશણી અને અખાત્રીજનો પવન નિયમિત હતો. ચૈત્રમાં રામનવમીનું વાદળ વીજ ને ધુળના અંધકાર સાથ તોફાન ઉત્તરહિંદ તરફ પસાર પામ્યું. તેમજ ચૈત્રવદ ૧૨-૧૩ (તા. ૨૬-૨૭ મી એપ્રીલે) શિયાળુ પવનનું ધુળ વાદળના અંધકાર સાથ તોફાન પશ્ચિમમાં પસાર પામી ગોળાનાં પાણી શીતળ કર્યાં. ( સં૦૧૯૫૩નું તોફાન વૈશાખ શુદ પાંચમનું હતું એટલો તફાવત હતો). વૈશાખમાં કૃતિકા ગાજીવીજ કોરા આપ્યો. પાંચમની વીજળી નિયમિત હતી. વેપાર વાયુ જુન આખરે બે દિવસ અંધાધુંધ વાઇ એક માસે ચોમાસું બેસવાની વધામણી આપી. પણ સરકાર દરબારો આ વાયરાથી બીજો દુકાળ પડવાની ધાસ્તીમાં આવી પડ્યા. પણ ઇશ્વરી કુદરતના આ વહનની અગમચેતી આપણને કેટલી ચેતવણી આપેછે. જે અમે તા. ૨૮ મી જુન શિયાળુ વિજયમાં વર્તારાથી જાહેર કર્યું હતું. અંતે પોતાના નિયમ પ્રમાણે જૂલાઈ આખરે વહન રૂપે વરસાદ શરૂ થઇ, સપટેંબરની તારીખ ૧૦ મીએ ગયો. છેવટ છુટા છવાયાં ઝાપટાં પડયાં. પણ પ્રથમ સારો વરસાદ પડવાથી બાજરો, ઘઉં અને તલની નીપજ સારી થઇ. ખડ પાણી બહોળાં થયાં ને કાળ ગયો અને કહાણીઓ રહી. ( આ સાલમાં ઉંદરની ડાઢ વધી પડી હતી. તેની અસર ગુજરાતમાં વધારે જણાઇ હતી ). જેથી આ સાલને ઉંદરીઉ વરસ કહે છે.

## કાળ મારતો નથી પણ કાળનું પુંછડું મારે છે.

પાછલા સખત દુકાળની ભૂખથી ગરીબ રાંકડી પ્રજા નવા અનાજની સોધી વાળવા વગડામાં રાતવાસો રહી કાચું અનાજ તથા ખડધાન ખાઇ તાવ અને મરકીના ભોગ થઇ પડતાં દેશમાં મરકી ફાટી નીકળી. અને એક સામટા વરસાદે ભેજ વધવાથી હવામાં એ

ટલો બધો ફેરફાર થયો કે. છપનીઆમાં પૈસાદાર લોકો જેને પૈસાના જોરને લીધે બચી જવાનું અભિમાન આવી ગયું હતું. તેવા સુદ્ધાં સૂકા માછળાં લીલું—આ મરકીના ભોગ થઈ પડયા. જેથી ગરીબ અને શાહુકારના મોટા ભાગને આ કાળને પુંછડે માર્યા. હમેશાં દુકાળ કરતા દુકાળનું પુંછડું વધારે વસમું ન લાગે માટે રાજા પ્રજાએ તેનો વિચાર દુકાળને પહેલે પગથીએજ કરવો કે ગરીબ લોકોના છાંટા સારા માણસોને ભોગવવા ન પડે. (આ સાલનો અગાઉથી વર્તારો શિયાળુ ત્રિ. તાં. ૨૮ મી જુન વાંચો.)

સં. ૧૯૫૭–૫૮ (૧૯૦૦–૦૧) શિયાળો, ઉનાળો પાછલી સાલ માફક. અને તા. ૨૭ મી એપ્રિલ (વૈશાખ શુદ ૯)ને દીવસે શિયાળુ પવન ૧૯૫૭ માફક વાયો, અને પાણી શીતળ થયાં. કૃતકા કલ્યાણના છાંટા બધે થયા. રોહણુ બેસતાં ઝબકી. તા. ૧૦મી જુને વેપારવાયુનું તોફાન બધા પ્રાંત ખાતે થયું. પણ વેપારવાયુ ટકયો નહિ. તેમ કચ્છ-કરાંચી તરફ લંબાયો નહિ. આ સાલ ચોમાસુ ખરેખરૂં ઘણા ભાગમાં શ્રાવણ વદ ૨ થી બેઠયું હતું. આટલું મોડું ચોમાસુ કોઇવાર બેઠેલું જણાતું નથી. મોડું ચોમાસુ બેસવામાં મુખ્ય ત્રણ કારણ હતાં. ૧. તા. ૨૭ મી એપ્રિલનો ભૂર પવન ૨. રોહણી નક્ષત્રનું બેસતાં ઝબકવું. ૩. વેપારવાયુનું મંદપણું. ફકત કૃતકાનાં સ્થાનીક તોફાન, અખાત્રીજનો નિયમિત પવન અને વૈશાખ વિજવલો હતો. જુલાઇમાં પ્રથક વરસાદ થયો. અગષ્ટમાં વધતો ઓછો પડયા કર્યો. સપ્ટેમ્બરના બીજા અઠવાડીઆમાં ખલાસ થયો. આ સાલમાં ગુજરાત કાઠીયાવાડમાં ઉંદરની ડાઢ વધી પડતાં અનાજ તથા કપાસના પાકની જેમ કાતર ચાલે તેમ ખરાબી ઉંદરોએ કરી હતી. એટલે વરસ સાધારણ જેથી ઉંદરની રંજાડ વસમી લાગી હતી. સોરઠ—હાલારમાં વરસાદ કમતી સાથ તીપજમાં ખાંડબરડુ થયું. ફકત પાંચાળ અને ગુજરાતનો દક્ષિણ ભાગ પાકમાં ઉત્તમ હતો. (આ સાલનો વ. શિયાળુવિજય તા. ૬–૬–૦૧ જુઓ.)

સંવત—૧૯૫૮-૫૯ ( ૧૯૦૧-૦૨ ) શિયાળો સમાંધારણ નિયમિત. ઉનાળો નિયમીત. પણ તા. ૨૭ મી એપ્રિલ ( ચૈત્ર વદી ૪ ) હિમાલયમાં બરફ પડવાથી શિયાળુ પવન સં. ૧૯૫૭-૫૮ માફક વાયો. ઉનાળામાં હિમાળુ પવનની નવી ખાશીયત—છેલ્લા ત્રણ વર્ષથી ૨૭ મી એપ્રિલ હિમાલયમાં બરફ પડવો જારી રહયો હતો. જેના પરિણામે ૧૯૫૭ થી ૫૯ લગી ત્રણે ચોમાસા મોડાં બેઠાં હતાં. માટે એપ્રિલનો શિયાળુપવનની ગતિ ઉપરથી આપણને ચોમાસું બેસવાના સંબંધમાં નવું અવલોકન મળ્યું છે.

વળી સં ૧૯૪૮ ના વૈશાખમાં જેવું તોફાન હિંદી મહાસાગરનું નીકળ્યું હતું. તેને લગતું તોફાન વૈશાખ શુદ ૬ તા. ૧૩ મી મેએ વાદળ, વીજ, ધુળના અંધકાર સાથે ઝાપટાં નાખતું તોફાન ઈશાનમાં પસાર પામી ચોમાસા માટે વધામણીનું વોળાવું કીધું. (નક્ષત્ર કૃત્તકા હતું ) વેપાર વાયુ તા.૧૦ થી ૧૪ મી જુન સુધી વાયો. પણ તે જોરમાં હતો. જેથી તા.૧૫ મીએ કચ્છમાંથી વરસાદસાથે કરાંચીને સપડાવ્યું. અને લાખો રૂપિઆનું નુકસાન વરસાદ અને દરીઆઈ તોફાનથી થયું. ( જેથી જેમ પાછલા વેપાર વાયુના વહનની સૂરતને ચેતવણી રાખવાનું છે તેમ પહેલા વેપાર વાયુના વહનની ચેતવણી કરાંચીને રાખી ચેતવા જેવુંછે. )

અશાડ શુદ ૨ થી ૬સુધી ( જુલાઈ શરૂવાતમાં ) બંગાળાના ઉપસાગરનું વહન પંજાબ સુધી પહોંચી, આ તરફ વળતાં ઇશાન ખુણ માંથી મોટા મેઘાડંબર સહિત સ્વારી સોરઠને હાલારના કોષ્ટાવર લંબાવી. ત્રણદિવસમાં ૩૦-૪૦ ઈંચ જેટલો ભારે વરસાદ પડયો. પછી અગષ્ટ અધવચથી હેલી મંડાણી ને સપ્ટેંબર સુધી ઝાપટાં ચાલુ રહેવાથી. ગુ. કાઠિયાવાડમાં અનાજની નિપજ અધોકથઈ. અને સોરઠ તથા હાલારને રૂપજમાં હાંકો દીધા. પીક બગડી. અને બાર આને મણ જાર બાજરો વેચાવા લાગ્યાં. ખડની પણ ભુખ ગઈ.

( જુઓ. વર્તમાન ગુજરાતી. તા. ૧૩–૮–૦૨.)

સં–૧૯૫૯–૬૦ (૧૯૦૩–૦૩) શિયાળો ગઇ સાલ જેવો. હુતાશણીનો પવન નિયમિત. ચૈત્ર માસમા પહેલા સાત દિવસ શિયાળુ વાયો. માટે વધામણી આપી વૈશાખનો પડવો ગાજ્યો અને અખાત્રીજની દહાડે સવારમાં પવન જોવા જતાં, ગાજવીજનુ દર્શનીક તોફાનો શુકનમાં સામું મળયું. જેથી પવન જોવા જેવો બંધ રાખ્યો. (કારણ જે માટે જતા હતા. તે મેઘરાજા રસ્તામાં મળયા. કૃતકા ગાજી વીજી ફોલ આપ્યો. રોહણ રેલી. વેપાર વાયુ મૃગશર નક્ષત્રની તા. ૧૪ થી ૧૮મી જુન સુધી આખા દેશને માથે નિયમિત અને મજબુત વાયો, જેથી વચમાં એક માસ પ્રથક વરસાદ કે વાયરૂ ગયા બાદ તા. ૧૪ મી જુલાઇ એ વેપારવાયુનું (બંગાળાના ઉપસાગરનું અગ્નિ વહન ) ખુલ્લું થયું. અને તે ત્રણ દિવસ હાલાર કચ્છ ને મચ્છુકાંઠાના કોટાપર ભારે વરસાદને ગાજવીજ સાથે ૧૯૦૨ માફક તોફાન ચાલું રહ્યું. વચમાં પાંચ દિવસ ધાબુ રહી તા. ૨૦ મી જુલાઈ પુષ્ય નક્ષત્રમાં. મનસૂન વહન હિંદી મહાસાગરનું ઉપડી પંદર દિવસની હેલી મચાવી. અને જેજેકાર કર્યો. શ્રાવણ–ભાદરવો ભરપુર રેલ્યા. સાને સરા પાકી ને આનંદ સંવત્સરમાં આનંદ ફેલાણો. અનાજની પીઠ ભાંગી. ચાર રૂપિયાની એમણ વેચાવા લાગી. કપાસમાં તેજી આવી. મણના રૂપિઆ પંદર થયા. અહો ! આ પાકથી પ્રજામાં મિથ્યા અભિમાનનો કોટો આવ્યો. જેથી ઇશ્વરે ટીડ, હીમ ને માવઠાં રૂપે ત્રણ જબરા હલ્લા મોકલી ભય દેખાડયો. પણ જબરા પાકને લીધે અને ઇશ્વરે ભયમાં હદ રાખવાથી પ્રજા એ ત્રણે હલ્લામાંથી ઘણે ભાગે બચી જવા પામી હતી.—

(વર્તમાન. ગુજરાતી. તા ૧૮મી જુન ૧૯૦૩ જુઓ).

સં. ૧૯૬૦–૬૧(૧૯૦૪–૪) શિયાળાની રૂતુ અનિયમિત, પોષ શુદ ૭એ દેશમાં સખત હીમ પડયો. ઝાકળનું અતિશે ઝરવું. ફાગણમાં એક પખવાડીઉં ચોમાસા માફક ગર્ભપાત થયો. હુતાશણીને

દહાડે ગાજવીજને કસનું સખત તોફાન ગુ. કાઠીઆવાડ માથે પસાર પામી અપશુકન બતાવ્યાં. હુતાશણી દેવી પ્રગટ કરતી વખતે વરસાદથી વિઘ્ન આવ્યું. વિઘ્ન આવ્યું એ અપશુકનની મુખ્ય નિશાની હતી. જેથી મોલ વાવેલા પાકવાને પણ અપશુકન. વળી હુતાશણીને દહાડે તોફાન થાય ત્યારે ચોમાસામાં મોટું વાયરૂં વાય ને ભાદરવામાં વરસાદ થાય. ને છ માસની અંદર ચીજ માતરના ભાવ ચડે એવો, હુતાશણીના તોફાનનો ભાવ પૂરો પડયો. હાલારમાં કરાનું રૂપ પથર જેવાં ચોસલાં પડયાં હતાં. નક્ષત્રો કમ વરસ્યાં. અખાત્રીજમો પવન દક્ષિણનો હતો. વેપાર વાયુ તા૯મી સં-૧૯૫૮ સાલ' માફક વાયે.. પણ ટકી રહયો નહિ. જેના પરિણામે, જુલાઈ શરૂઆતમાં ગુ. કાઠિયાવાડમાં, અડવાડીઉં વરસાદ થયો.

પણ પછી ૨॥ માસનું સખત વાયરૂં કાઢી ભાદરવા શુદ ૫-૬ અનુરાધા નક્ષત્રે;ગુજરાત, કાઠિયાવાડમાં પોતાનો જોગ સાચવી દુકાળની આવેલી આપતને ઘણે ભાગે ખાળી કેટલાક ભાગમાં સાતઆની પાક થયો. કયાંઇક બાંટાંને કયાંક વાવેતરમાં મુંઢ પણ ન મુકી હતી. તેમાં વિશેષે ગોહલવાડને કાઠિયાવાડનો મધ્ય ભાગ વધારે સંકટમાં આવેલ છે. અનાજની છત પાછલી સાલના જબરા પાકને લીધે ભાવમાં રૂપિએ મણ જાર મળે છે. ખડની અછત છે. ને તે રૂપિઆનું ૨॥ મણ ગોતયું જડતું નથી. એટલે આ ગુપ્ત દુકાળ પેટ બાળનો આપણે માથેથી પસાર પામતો આપણે નજરે જોઇએ છીએ. કેટલે ઠેકાણે ઉનાળો આવતાં ખડ પાણીની બુમ પડવા નિશાનીઓ જણાયછે. એટલે હાલ જેવું કે કરવરૂં વરસ ગણાય અને પ્રજામાં કાળની ભુખ જણાયછે. માટે સરકાર દરબારે પોતાની પ્રજાને વિઘોટી વગેરેમાં છુટ મુકી મદદ રાખવાની જરૂર છે. નહિતો આ કરવરા વરસનો કોરડો આવતા જેઠ અશાડમાં વાસો કાઢશે. એમ હોમ વગેરેની કરણી સાક્ષી પૂરેછે.

આ સાલ તળપદ મુંબઇમાં વરસાદની સરાસરી કોઇવાર

નહિ આવેલી એટલી ઓછી જણાય છે. હવે આપણે આ રતુની કરણીનો બોધિક અને સૂક્ષ્મ ઇતિહાસ પૂરો કરતાં મુંબઇની અલબેલી નગરીના હવાપાણીનો ગુજરાત કાઠિયાવાડ સાથે કેટલો નિકટ સંબંધ ધરાવે છે. તે મારા અવલોકન પ્રમાણે નોંધ આપુંછું.

## મુંબઇના વર્તારો શા ઉપર આધાર રાખે છે ?

( ૧ ) પાછલા સઘળાં વર્ષના વરસાદની સરાસરી જોઇશું તો ઘણું કરીને જે સાલમાં ગુજરાત કાઠીયાવાડમાં સરાસરી વરસાદ થોડો ત્યારે મુંબઇમાં પણ સરાસરી ઓછી આવતી માલુમ પડેછે.

( ૨ ) ગુ. કાઠિયાવાડમાં વેપારવાયુનું જે જોર ને પરિણામ તે મુંબઇમાં ઘણે ભાગે અનુકૂળ થાય છે. અને મુંબઇમાં વેપાર વાયુનું ચોમાસા ( જુન ) ની શરૂઆતમાં જેવું જોર તે ઉપર ગુજરાત કાઠિઆવાડના વરસાદનું બળ કેવું આવશે તે પણ અરસપરસ ખ્યાલમાં લેવા જેવું સાબિત થાયછે.

( ૩ ) ગુજરાત—કાઠિયાવાડમાં જ્યારે સખત હીમ કે ટાઢ પડે ત્યારે મુંબઇમાં તે હીમકે ટાઢની અસર પહોંચી છે કે નહી તે મુંબઇ નીવાસીઓએ શિયાળામાં યાદ રાખવું, કારણ મુંબઇમાં સખત ઠંડી લાગતી નથી. ને એકાએક ગુ, કાઠિયાવાડની સખત ઠંડીની અસર ત્યાંલગી પહોંચે તો ગુજરાત કાઠિયાવાડમાં ચોમાસાનાં હવા પાણીની અસર મુંબઇને લાગુ પડે છે. જુઓ ગઇ સાલ પોશ શુદ સાતમના હીમની અસર ટાઢ રૂપે મુંબઇમાં જણાવ્યાના ખબર ખાસ તપાસણીથી મે મારી નોંધમાં લીધા હતા.

( ૪ ) લંકામાં ચોમાસું વહેલું કોઈ વાર બેસે. તો મુંબઇમાં ચોમાસું વહેલું બેસવાની ગણતરી ખોટી જાણવી. કારણ લંકામાં ઘણીવાર એકાએક ગરમીના વધારાથી ચોમાસું હવામાં ફેરફાર થઇ વહેલું બેસે છે, પણ તે ગુમ થઇ જાય છે. ત્યારે મુંબઇમાં નિયમિત મુદતે આવશે નહિ એમ જાણવું.

માટે વર્તમાનપત્રોએ આ દેશના ચોમાસાના વૃત્તારાના મહાન પ્રાચીન જોગોના ઉધાર માટે પોતાના વર્તમાન પત્રોમાં દર અઠવાડીએ હવા, પાણી, વાદળાં, વાયુની નોંધ લઇ તેનાં સ્વાભિક ફળ રાજા પ્રજાને અગમ ચેતી તરીકે મુકો. માટે એકે અવાજે આ દેશી વાયુચક્ર ખાતાને પુષ્ટિ આપવાથી મારા સાહસિકોગમાં કૃતાર્થ થયો માનીશ.

# પ્રકરણ ચોથું.

## ગુજરાત—કાઠિયાવાડમાં પુર્વે પડેલા દુકાળોની તવારીખ.

"ગુજરાત—કાઠિયાવાડમાં પૂર્વે પડેલા દુકાળના સંબંધમાં ટાઇમ્સ ઓફ ઇંડિઆ અને સત્યવક્તા ( ૨૧ મી જુલાઇ—૧૯૦૦ ) તેમજ કાઠિયાવાડ ટાઇમ્સ તા. ૨૮ મી માર્ચ—૧૯૦૦ ના વર્તમાન પત્રોમાં નીચે મુજબ હકીકત આપી છે. તે પડતા દુકાળ ઉપરથી ધડો લેવા રાજા-પ્રજાના જાણ માટે અહીં નોંધ લેવામાં આવી છે.

એ પ્રાંતના દુકાળની પહેલી નોંધ સને ૧૫૫૯ (સંવત૧૬૧૫) ની મળી આવે છે. એ નોંધ નવાનગર રાજના દફતરમાં છે. આ વર્ષમાં દુકાળ ઘણો હતો. અને તે વખતના જગડુશાહ નામના વણિક શેઠે અનાજનો મોટો કોઠાર ભરી રાખ્યો હતો ( જગડુશાનો કોઠાર રાજકોટ ભાસરીને નાકે આજીના પૂર્વ કિનારે હજુ જૂની નિશાની તરીકે મોજુદ છે ) એ ઉદાર વણિકે ગરીબોને છુટે હાથે અનાજ વહેંચ્યું હતું. જેથી હજુ તે વખણાય છે. તે દુકાળ એ શેઠને નામેથી ઓળખાયો હતો. સને ૧૬૩૧—૩૨ (સં. ૧૬૮૭—૮૮) માં પડેલા દુકાળને પહેલો સત્યાશિયો કરી કહે છે. આ વર્ષે ગુજરાત-કાઠિયાવાડ તથા દક્ષિણમાં પણ વરસાદ થયો નહતો. એ વખતે દુકાલિયાઓ એક કટકા રોટલા માટે પોતાનાં પ્યારાં બચ્ચાંને વેચી

આપતા હતા. પરંતુ કોઇ લેનાર મળતું નહિ. એવા વખતમાં જેઓ સદાવ્રત આપતા હતા તેઓ પણ મહોલ્લે મહોલ્લે ભટકી અનાજ માગતા હતા. આ સંકટમાં હાડકાં દળીને લોટમાં ભેળવવાનો પણ રીવાજ એ પ્રસંગે પડયો હતો. સંખ્યાબંધ મરેલાં માણસો મહોલ્લાઓમાં અને અન્ય સ્થળે પડયાં રહેતાં. પરંતુ તેઓને દાટવા કે બાળવાનો કંઇ પણ ઇલાજ લેનાર મળે નહિ. અમદાવાદ અને સુરતમાં લંગારખાનાં એટલે ગરીબોને વાસ્તે અન્નછત્ર ઉઘાડવામાં આવ્યાં હતાં. અમદાવાદમાં ભૂખે મરતા ગરીબોને અનાજ આપવા વાસ્તે રૂા. ૫૦૦૦૦ ની રકમ ઉભી કરવામાં આવી હતી. એ વખતની સરકારે મહેસુલમાં ઘણી છુટ મૂકી હતી. તોપણ દેશ આબાદ થતાં ઘણાં વરસ લાગ્યાં હતાં. ( એ પછી સન ૧૬૪૭ ના વરસમાં બીજો દુકાળ પડયો હતો.

એ પછી સન ૧૬૮૧-૮૨ (સંવત-૧૭૩૭-૩૮) માં ગુજરાત અને કાઠિયાવાડમાં દુકાળ હતો. પણ તે સન ૧૬૩૧-૩૨ ( સંવત-૧૬૮૭) ના જેટલો ભયંકર નહોતો. તે પછી સન ૧૬૯૬ ( સંવત ૧૭૫૨) નો દુકાળ ઉત્તર ગુજરાત, કાઠિયાવાડ, અને મારવાડમાં હતો. એ વખતે ઘાસને પાણીની ભારે ખોટ હતી. એ કરતાં સન ૧૭૧૮-૧૯ (સંવત-૧૭૭૪-૭૫) નો દુકાળ ઘણો ભારે હતો. તે સંવત ૧૭૭૫ માં પડયો હતો. તેથી તે પંચોતરો દુકાળ કહેવાય છે. એ વખતે બાજરી અને મઠ રૂપયાના ચારશેરને ભાવે વેચાતા હતાં. ગરીબ લોકોને ઝાડનાં પાતરાં તથા મુળીયાં ખાવાં પડયાં હતાં. આ ખોરાકથી રોગ ચાલ્યો હતો. અને તેમાં ઘણાં માણસો મૃત્યુ પામ્યાં હતાં. ઘણાઓએ રૂપૈયે અને બમે રૂપૈયાની કિમ્મતે છોકરાં વેચી દીધાં હતાં. તે બાદ સન ૧૭૩૧-૩૨ ( સંવત-૧૭૮૭) માં દુકાળ પડયો હતો. તે બીજા સત્યાશીઆને નામે ઓળખાયે.. એ લાંબો દુકાળ હતો. ચૌદ દિવસ સુધી વરસાદ મુસલધાર વરસ્યો. અને જ્યાં

ત્યાં પાણી પાણી થઇ ગયું હતું. તેથી જવાને રસ્તો ન મળે તેમ ઘાસ પણ હાથ ન લાગે. બેલ, ઘોડા વિગેરેને ઘૂંસનાં પાંદડાં ખાવાં પડયાં હતાં. અને અનાજ રૂપિયાનું એક શેર વેચાતું હતું. ચોમાસું વિત્યા પછી તાવનો મરજ ચાલ્યો. આસપાસના ભૂખે મરતા ગરીબ લોકો અમદાવાદ શહેરમાં ભરાયા. તેમાંથી જેઓ મરતા તેનાં મુડદાં ઠેકાણે પડતાં નહતાં. મુસલમાન લોકોનાં મુડદાં એક કફનમાં બબ્બે મુકતા, અને ચારને બદલે બે જણ લઇ જતા. હિંદુ લોકોમાં એટલાં તો મૃત્યુ પામ્યાં કે, અંતે બાળવા વાસ્તે લાકડાં પણ ખુટી પડયાં, અને ઉચકનારની પણ ખોટ પડી હતી. જેથી ઘણા હિંદુઓના મુડદાંઓ સાબરમતીમાં પધરાવવામાં આવ્યાં હતાં.

એ વખતમાં મારવાડી લોકોએ મુસલમાન લોકોનાં બૈરાં વેચાતાં લઇ તેઓને ગૌમુત્રને છાણ વિગેરે ખવડાવી, દેહ શુદ્ધિ કરાવી હિંદવાણી કર્યાં હતાં. અને તે એટલા માટે કહેવાય છે કે, ઔરંગઝેબ બાદશાહે જોધપુરના હિંદુ લોકોને મારી બાંધીને મુસલમાન કરેલા હતા તેનું વેર લેવા માટે તે હતું. એ વખતે માબાપોએ પોતાનાં છોકરાં રૂપૈયે રૂપૈયે વેચ્યાં હતાં. આ દુકાળને માટે નીચલો દોહરો બોલાય છે.

દોહરો.

સંવત સતર સત્યાશિયે, સૃષ્ટિ તજાવી સત્ય;
અકળાવ્યા અઠયાસિયે, વિવિધ પાડી વિપત્ય.

સન ૧૭૪૭ યા સંવત-૧૮૦૪ માં દુકાળ પડયો હતો એ તીલોતરો એટલે ત્રણનો કાલ કહેવાયો. એ વર્ષમાં ઉત્તર ગુજરાત અને કાઠિયાવાડમાં વરસાદનું બુંદ પણ પડયું નહિ. રાની ઝાડનાં મુળીયાં અને મુવેલાં ઢોરનું માંસ ખાઇને લોકોને દિવસ કહાડવા પડયા હતા. અમદાવાદ અને પાટણની આસપાસના લોકો ઘરબાર છોડી ચાલી ગયા હતા. ઘણાં ગામો ઉજડ થયાં હતાં. માણસ અને ઢોરનો ઘાણ

નીકળી ગયો હતો. એ પછી સન ૧૭૫૧-(સં. ૧૮૦૭) માં અને સન ૧૭૫૮ (સં. ૧૮૧૪) સન ૧૭૬૪ (સં. ૧૮૨૦) નાં વરસો ખ-ધડીયાં પસાર પામ્યાં હતાં એટલે કરવરા હતાં. અને સન ૧૭૮૦ (સં. ૧૮૩૬) તથા સન ૧૭૮૫ (સં. ૧૮૪૧ ) માં પાક ઘણોજ થોડો ઉતર્યો હતો. અને તેથા ચોર તથા લુંટારૂઓનો ભારે ઉપદ્રવ શરૂ થયો હતો. પણ મરણનું પ્રમાણુ થોડું હતું. ઝાલાવાડમાં દુકાળ-ની અસર ભુખમરાને લીધે વિશેષ થઇ હતી. આ વરસ પછી પાંચ વરસે ૧૭૯૦-૯૧ એટલે સંવત ૧૮૪૭-૪૮ માં પડેલા દુકાળને સુડતાળો દુકાળ કહેવાયો. એ વખતે રોટલીના કડકા માટે ઘણા હિંદુ-ઓ મુસલમાન, અને ઘણા મુશલમાન, હિંદુઓ થયા હતા. ઘાસ કેશરને ભાવે વેચાતું હતું. વરસાદનું બુંદ પડયું નહોતું. ઘણાંએ છો-કરાં વેચી દીધાં. અથવા રખડતાં મુકયાં હતાં. મુવેલાં ઢોર અને ઘો-ડાંનું માંસ ખાવામાં આવ્યું હતું. સંખ્યાબંધ મનુષ્યો મરી જતાં. ઘ-ણાં ગામ ઉજડ થયાં હતાં. સંવત ૧૮૪૮ નું વરસ ભીન્ન પસાર પામ્યું હતું. ત્યાર બાદ સંવત-૧૮૬૦ (સન ૧૮૦૪) માં ઝાલાવાડ ને હાલારમાં સુકવાણું હતું. તેને લીધે ઘાસ અનાજની મોંઘવારી થઇ હતી. સન ૧૮૧૧-( સં.-૧૮૬૭) માં મારવાડમાં દુકાળ પડયો અને આ પ્રાંતમાં વરસાદ કમી થયો. તેથી મારવાડના પ્રદેશના લોકોનાં ટો-ળે ટોળાં ઉતરી પડયાં તેથી અનાજ મોંઘુ થયું. અને રોગ પણ પ-સર્યા. સન ૧૮૧૨ ( સં. ૧૮૬૮ ) માં કચ્છમાં દુકાળ, કાઠિયા-વાડમાં વરસાદની તાણુ અને ઝાલાવાડમાં ટીડ પડવાથી સખ્ત મોંઘ-વારી થઇ હતી.

તવારીખે સોરઠમાં સન-૧૮૧૩-૧૪૧૫૧(સંવત-૧૮૧૯૧૭૦૧ને) નાં વરસમાટે દુકાળનું ભયંકર વિકાળ ચિત્ર આપ્યું છે. ને આપણા ઘરડાઓની ચાલતી આવેલી દંત કથાઓ ઉપરથી એ કાળ ઓગણ-તેરો કહેવાણો. સન૧૮૧૩ (સં. ૧૮૬૯ ) માં વરસાદ મુદલ પડયો

નહિ. ભૂખમરાથી અને અનિયમિત ઋતુથી ઘણાં માણસો મરણ પામ્યા. દાટનારા મળે નહિ. તેથી મડદાં જ્યાં ત્યાં રખડતાં જોવામાં આવતાં અને ગામની ભાગોળે ફેંકી દેવામાં આવતાં. જેથી હવામાં વધારે બિગાડ થયો હતો. માબાપોએ પોતાનાં વહાલાં છોકરાને વેચી દીધાં, રઝળતાં મુકયાં, અને છેવટ ભક્ષ પણ કરતાં. ઢોરનો પણ ભક્ષ કરવામાં બાકી રહી નહોતી. અનાજ ભાગ્યે મળતું. જેથી ઉંચ જાતિના લોકોને માંસ ખાવાનો વખત આવ્યો હતો. આ કાળ કોતડીના કેરને નામે લોકોમાં કહેવાણો. સન ૧૮૧૪ (૭૦) નું બીજ્ન થવાથી પાકનો ઘાણ કહાડયો. ને સન ૧૮૧૫ (૭૧)નું ઉપર ઉંદરીઉ કહેવાણું. (આ બાબત વધારે વર્ણન આ ભાગમાં ઋતુની કરણીમાં જુઓ ). ત્યાર પછી સન ૧૮૨૫ (સં. ૧૮૮૧) માં વરસાદની તાણ રહી. પણ ગુજરાતમાં ચારાની છતથી લાજ રહી. ત્યાર પછી સન ૧૮૩૯ (સં. ૧૮૯૫) માં ખાટાં થયાં પણ ચારાની છતને લીધે ઝાઝી હરકત ન આવી. ત્યાર પછી સન ૧૮૭૮–૭૯ ( સં, ૧૯૩૪–૩૫) માં અનુક્રમે કોરો ને બીજ્ન દુકાળ જોડે પડયા. સં.૧૯૩૪ માં જુનથી જૂલાઇ સુધી મેહ થયો નહિ. પાછળથી સાધારણ થયો પણ પાક ઘણા ભાગમાં થયો નહિ. જેથી ઘણાં ગામ ઉજ્જડ થયાં. અને સંવત ૧૯૩૫ માં બીજ્ન થયું. આ દુકાળમાં પાંદડાં, મુળીઆં અને વનસ્પતિનો ખોરાક તરીકે ઉપયોગ કરવાથી પાછળથી મરકી ફાટી નીકળી હતી. જેથી ઘણાં માણસો મરણ પામ્યાં હતાં ( આ દુકાળોનું વધારે વર્ણન પાછલી ઋતુની કરણીના ઇતિહાસમાં જુઓ. ) પણ તે વખતના લોકો અત્યાર સુધી યાદ કરવાને ભાગ્યશાળી થઈ જીવવા પામ્યા છે—તે જણાવે છે કે છપનીયા દુકાળ જેવાં માણસોનાં શરીર તે વખતે નબળાં નહોતાં. ત્યાર પછી–૧૮૯૯–૧૯૦૦ (૧૯૫૬) નો ભયંકર દુકાળ પાછલી કેણી મુજબ છપનના પાટા માફક પડયો. જેની વિચિત્ર કરણીનો ઇતિહાસ સૌએ નજરે દીઠો છે. તેથી તે વિષે

ની હકીકત અનુભવવાને ઘણાને તક મળી છે. ( વધારે વર્ણન. આ ભાગમાં રૂતુની ફરણીનો ઇતિહાસ વાંચો. )

—:o:—

# प्रकरण पांचमुं.

## દુકાળ સામે ઉતાવળે ચઢાઇ લઈ જવાનાં ખાસ કારણો.

હિંદનો મુખ્ય આધાર ખેતીવાડી ઉપર છે. એટલે હિંદની ૨૮ કરોડ ૭૦ લાખ પૈકી ૧૭॥ કરોડ માણસ કેવળ ખેતીના ધંધાથી પોતાના કુટુંબને પોષેછે. તેથી ચોકસપણે કહી શકાયછે કે હિંદ એક રસાળ ભુમિ છે. તેના ઉપર કુદરતી અમૃત ઇશ્વરે પાથરી દીધુંછે. ને હિંદ એક કાચા માલનું કલ્પતરૂ છે, એમ કહીએ તો તે ખોટું નથી જેથી આ દેશનાં ૧૭॥ કરોડ માણુસનો નિર્વાહ અનાજની પેદાશ ઉપર ચાલેછે. વિદ્યા હુન્નરની પેદાશ કરનારાં ૩–૪ ત્રણ ચાર કરોડ માણુસ દેશમાં છે. બાકી ૪ કરોડ મજૂરી કરનારાં ને ચાર કરોડ ભીખારી મળી હિંદની કુલવસ્તીનો સમાવેશ થાયછે. વિલાયતમાં તેમ નથી. ત્યાં વિદ્યા કળાનો ઉદ્યોગ સેંકડે ૯૦ ટકાછે. એટલે આપણે ત્યાં ખેતીવાડીને મુકાબલે ⅔ માણુસ વિદ્યા હુન્નરનાં કામ કરનાર છે. જેથી હિંદમાં વિદ્યા હુન્નરની પેદાશ થોડી છે. આથી સુજ્ઞ વાંચનાર સમજશે કે.—હિંદમાં ઉદ્યોગની ભારે ધમાલ નથી. તેમ ભારિ પેદાશ હુન્નરી માલની નથી. પણ–વિલાયતમાં કારખાનાના ધુમાડાથી આકાશ બારે માસ ને રાત દિવસ છવાયું ગએલું હોયછે. ને અહીં ચોમાસાના ચાર માસ વાદળાંથી આકાશ છવાએલું દેખીએછીએ. અહો !! કેટલો તફાવત ! હુન્નરી માલની

ગગડાટ વિલાયતમાં પુર જોશથી ચાલી રહ્યાછે. અને વિદ્યા હુન્નરની કુખે નવીન શોધ ત્યાં ગાજી રહ્યો છે. ગાડીની દોડધામ મોટા વિસ્તારમાં ચાલી રહીછે. તેમ અહીં નથી, જેથી ત્યાં પૈશાની પેદાશ વધારેછે. ને આખો દેશ પૈસાથી તરી રહ્યોછે. જેથી ત્યાંની સમૃદ્ધિને વિદ્યા હુન્નરનું વર્ણન કરીએ તો માહાભારત રચાય. જેથીજ ત્યાં પૈશાનો દુકાળ નથી. અને જ્યાં પૈસાનો દુકાળ નહીં ત્યાં અનાજનો દુકાળ પડતો નથી.

પણ આપણા દેશમાં મુખ્ય નિર્વાહ ખેતીવાડી ઉપર હોવાથી એકાદ વરસ વરસાદ ન આવે તો દુસ્કાળ વર્તાય છે. અને દુસ્કાળ સાથેજ પૈસાનો દુકાળ મોટે ભાગે જોવામાં આવે છે. કેમકે વિલાયતની પેઠે વિદ્યા હુન્નરના ઉદ્યોગથી આપણ ઘણા પછાત છીએ. જેથી હુન્નરી પેદાશ થોડી છે. જેને લીધે આપણે દુકાળ જેવા જોરાવર દુસ્મન સામે થવામાં બે માર પડે છે. એક તો ખેતીવાડીની પેદાશ બંધ એટલે ખેતીવાડીની પેદાશ ઉપરજ જે મોટો આધાર તે આવક બંધ પડે છે. ને બીજી બાજુ વિદ્યાહુન્નરની પેદાશ દેશની વસ્તીના પ્રમાણમાં ઘણીજ ઓછી એટલે રાજા પ્રજા ઉભય તુરત સપડાય છે. અને મોટા વિચારમાં આવી પડીએ છીએ. માટે આ બેઉ મારથી મુક્ત થવાય ને ઓચીંતો દુકાળ સપડાવી ન શકે, માટે આપણે વેળાસર ચેતવાની અને ચાંપતા ઉપાય લેવાની રાજા અને પ્રજાના ધનાઢ્ય ગૃહસ્થોની મુખ્ય ફરજ છે.

લૉર્ડ બેકન નામનો કવિ કહેછે કે—"કહેવા કરતાં કરી બતાવો" એ જેટલે દરજ્જે અઘરૂં છે તેટલેજ દરજ્જે ગુણકારી છે. એટલે આ દેશની રીત પ્રમાણે આગ લાગ્યા પછી કુવો ન ખોદાવો. પણ આપણા દેશમાં દુકાળ ન પડવા દેવા અથવા તેનું રૂપ બદલાવી નાખવા પ્રથમથીજ ઉપાય લેવા જોઇએ. ખરેખર કે દુકાળની કુદરતી આફત નજ આવે માટે ઉંડા ઉતરી કુદરતી કારગતો અગા-

ઉચા શું કામે લગાડવી? ૨ ભોગજોગે એવી ઓચિંતી આધી આવી પડે તો તેના સામા થઇ કેમ બચાવ કરવો? અને ૩ તેવા દુર્ઘટ સમયે પૈશાનો દુકાળ ન પડે ને સુખસંપત્તિ સાથે બચાવ કરી શકીએ તે માટે આ દેશમાં શું વધારે તાત્કાળીક મોટા પાયાપર ઉપાયો લેવાની જરૂર છે, તેનાં મુળતત્વ શોધી કાઢી દુકાળની મોટી આફત સામે થવા આ વિષય લખવાનો અમારો હેતુ છે. તેનો રાજા-પ્રજાએ એકીવારે સ્વીકાર કરી આપણા દેશની જે દયામણી સ્થિતિ દુકાળના વારમવાર હુમલાથી થાય છે તેના સામે બચાવ કરવા આપણે તૈયારી કરીએ. ભારતભુમિ એક રસાળ ભુમિ છે. તેનાં કુદરતી હવા પાણી ખેતીવાડી અને વિદ્યાકળાના સંગીન સુધારા વધારવા માટે સાનુકુળ છે. અને ખેતીવાડી માટે દુનિયાના બીજા દેશો કરતાં હિંદની રસાળ ભુમિ. કુદરતી સંજોગથી ચડે છે. કેમકે ભરતખંડ એ એક કલ્પતરૂ માફક પેદાશ આપનારો દેશ છે. જેની જાહોજલાલી દેશ વિદેશને ચોદશી ગાજતી. તેવી એક કામદુગ્ધા ભુમિના ઉપર વસનારી પ્રજા એકાદ દુકાળથી રાંકડી બની જઇ ન વર્ણી શકાય તેવા બનાવ બને છે. શું! આ થોડી શરમની વાત છે! ને થોડી કમબખ્તી! કે જે ભુમિની પ્રજા ખોહોળો વૈભવ ભોગવતી. તેની તેજ ભુમિ ઉપર વસનારી પ્રજા દુકાળ આવતાં એકદમ સપડાય છે. તેનો દોષ એકલી ઇશ્વરી આફતના નામે લઇ જવો એ રાજવેત્તાઓ અને સુજ્ઞ રાજા-પ્રજાનો ધર્મ નથી. પણ તેમાં કેટલીક મહાન ભૂલો આપણી પણ જોવામાં આવે છે. કેમકે આપણું કેટલુંક પ્રાચીન દેશી રૂઢીઓ વગેરેનું રહસ્ય આપણે ધીરે ધીરે કાળચક્રની સાથે વિસ્મરણું થતાં ભૂલતા જઇએ છીએ. માટે આપણું પ્રાચીન રહસ્ય અવલંબન કરી કૃષિ કર્મમાં આગળ વધવાથીજ સંગીન લાભ છે. આપણામાં કહેવત છે કે—આપણા વડુવાઓ એકવાર વાવતા ને સાતવાર લણતા. પણ હમણાં સાતવાર વાવે ને એક વાર લણવાનો વખત આવતો નથી. તેના કારણમાં ખેડુતો.

જમીન માતાનો દોષ કાઢે છે કે જમીન રસને ચોરી ગઇ છે. જેથી નિપજ મનમાનતી આવતી નથી. પણ એ દલીલ તેમની ઘણે ભાગે ખોટી છે. કારણ એ કસ ઘટવાનાં કારણ જોશું તો ખેડુતોની ખેતી કરવાની અનિયમિત કઢંગી રીતો, તેમની નબળાઇ અને રાજ તરફથી મળતું સંગીન ઉત્તેજન બંધ પડવાનાં કારણો અને વરસાદને માટે કુદરતી સંજોગો બંધ પડી વરસાદનું અનિયમિતપણામાં દેખાવું એ ચાર મુખ્ય છે.

કારણ વસ્તી વધતી ગઇ તેમ ખેડ પણ વધતી ગઇ છે. એટલે અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે જોઇશું તો વસ્તી વધી પણ તેના પ્રમાણમાં જમીનનો કસ ઘટવાથી ઉપજ પણ ઘટતી જાય છે; કેમકે દર વર્ષે વાવેતર કરી કસ લેવાય છે. પણ તેમાં ઘટ લાગે છે તેની ખોટ પુરાવા વહેલી નિયમસર ખેડ અને ખાતરનો જોઇએ તેવો બદલો આપી કસમાં પડેલી ઘટ પુરતા નથી. તેથીજ ઉપજ ઘટવાં સાથ ખેડુતોની નબળાઇ થવાથી દુકાળમાં સપડાવાનો વખત આવી લાગે છે.

માટે ભાગ ૧લા ના પ્ર. ૬ ઠ્ઠામાં ખેતીવાડીના સંગીન સુધારા બતાવ્યા મુજબ વહેલી ખેડ કરવાથી શિયાળામાં ટાઢ, ઝાકળથી જમીન કસદાર થાય છે. અને ઉનાળાના તાપથી ગબાઉ રસ પીગળી ખાતર માફક ગુણ વધે છે. અને ખાતરનો બોહોળા જથામાં ઉપયોગ વધારવો. કારણ માણસને પોતાનું જીવન વધારવા જેમ ઉત્તમ ખોરાકની જરૂર છે તેમ જમીનનું જીવન વધારવા દર વર્ષે ખાતર આપી કસ વધારવાની જરૂર છે. વિલાયત અને જાપાન દેશમાં દર સાલ ખાતર આપ્યા વિના વાવેતર કરતા નથી. જેથી ત્યાંની ખેતીવાડી આજે ઉંચી પંકિતમાં ગણાયછે. કેમકે આપણે ત્યાં હાડકાં જેવાં ખાતર ને નિરૂપયોગી ગણી ફેંકી દઇએ છીએ. તેનો વિલાયતમાં ખાતર તરીકે ઉપીયોગ કરેછે. આવી રીતે હાડકાં રૂપી હીરા લાખો રૂપિયાની કિંમતના આ દેશમાંથી લઇ જઇ ત્યાં ઉપયોગ થાયછે. જે-

થી અહીંની ખેતીવાડીની હાલતમાં દરવર્ષે લાખો રૂપિયાનો ઘટારો થતાં ઘણાં વર્ષે આ દેશની ખેતીવાડીની હાલતને કેટલો બધો ઘસારો લાગશે? તે વિચારવાનું કામ રાજા પ્રજાની મુનસફી ઉપર ઉતાવળે સોપુંછું. માટે આવો દેખીતો ઘસારો જલદીથી બંધ પાડી રાજા-પ્રજાએ આપણા દેશના હીરા પરદેશ જતા અટકાવી. અહીંની ખેતીવાડીમાં કસ વધારો, કે ઉપજ વધવા સાથ દુકાળ સામે થવામાં ખાતરનો ઉપયોગ એક મિત્ર રૂપ મદદગાર થઇ પડશે. જાપાનમાં ખાતરનો ઉપયોગ એટલો બધોછે કે ત્યાં ઘરે ઘરે ને જાહેર રસ્તા ઉપર ને ખેતરે ખેતરે જાજરૂ હોયછે. ને કોઇપણ માણસ કે મુસાફર તે જાજરૂમાં જંગલ જાય તેને પૈસો આપવા પાટીઆં ચોડેલાં હોય છે, એક વાર એક મુસાફર જાપાનના ખેડુતને ત્યાં મેમાન થયો હતો. તેની મોટા ખરચથી મીજબાની કરી પણ તે મુસાફર વિદાય થયા બાદ માલીકને ખબર પડી કે મુસાફર પોતાને ત્યાં જાજરૂ ગએલ નથી. જેથી તેણે તે મુસાફર ગૃહસ્થને પત્ર વહેવારે કારણ સાથ ઠપકો લખ્યો કે તમને મેં કરેલી મીજબાની મારી ફરજ મુજબ બજાવી. પણું તે નકામી ગઇછે. જેને માટે દીલગીરછું. અહો? જાપાનમાં મલીન ખાતરનો કેટલો બધો ગુણ લેખાયછે. આથી આપણને ખબર પડે છે કે ત્યાંની ખેતીવાડીની સમૃદ્ધિ આજે કેટલી બધી વધી ગઇ છે એ સમૃદ્ધિ વધવાથી તે દેશ પૈસે ટકે તેજ ને સમૃદ્ધિ વાળો હોવાથી આજે રૂશિયા જેવા જબરા રાજ સામે લડાઇમાં ટકવાને ખેતીવાડીની સમૃદ્ધિએ જાપાનને ખરેખર મોટો ટેકો આપ્યોછે. (વિદ્યાહુન્નરની સમૃદ્ધિનો પણ તેવોજ ટેકો છે.)

આપણા ખેડુતો લાડકાં અને મળમુત્રના ખાતરને નકામું ગણેછે. ને સુધરેલા દેશમાં તેનો બોહોળો ઉપયોગ થાયછે. ને એક પણ ખેતર નવું ખાતર આપ્યા વિના જાપાનમાં ફરી વાવતા નથી. માટે આપણા ખેડુતોને જમીનમાં કસ ઘટેછે તે ખોટ પુરી પાડવા રાજ તરફથી સંગીન મદદ ખેડુતોને

મળવા સારૂ ખેડુતોને બોહોળા અખતરાથી લાભ સમ નવવા કે આગળ પાછળ વર્ષનો સારો-પાક ઉતારી. અનાજ કે પૈસા ફાજલ પાડી દુકાળ વખતે બચાવ કરી શકે."

## દુકાળ સામે કુદરતી અને વહેવારિક યોજનાઓની ચડાઇ. (બચાવ)

દુકાળ પડવાનાં ભવિષ્ય ચિન્હ પહેલા ભાગમાં અમે વિસ્તારથી બતાવ્યાં છે. અને દુકાળ સામે ચડાઇ લઇ જવાનાં ખાસ કારણો ઉપર બતાવ્યાં છે. એટલે ફાવે તેટલી વહેલી ખેડ કરી જમીનમાં ગળાઉ કસ વધાર્યો હોય, જૂદી જૂદી જાતનાં ખાતરનો ઉપયોગ કરી જમીન તૈયાર કરી હોય. તેનો પરિણામે લાભ તો જતો નથી ખરો, પણ વરસાદ એકાદ વરસ ન આવે તો કેટલાક ખેડુતો આકાશ સામું જોઇ ઉદાસ થઇ દુકાળ પડ્યો ગણી હિમત હારી બેસેછે. પણ હિમત હોય તો કુદરતી અને વહેવારીક કારગનો આગળ પાછળ કામે લગાડ્યાથી આપણે દુકાળ સામે બચાવ ઘણે ભાગે કરી શકીએ છીએ. અત્રે વખતે રાજા પ્રજા આગ લાગ્યા પછી ઉપાય લેવા દોડધામ કરેછે. પણ રોગ થયા પહેલાં રોગ ન થવાના ઉપાય લેવા. એજ આપણા પ્રાચીન મહર્ષીઓના વચન પ્રમાણે દુકાળ સામે ટકવાને જેમ સરકારશ્રી કમીશન બેસાડી નવી યોજનાઓ શોધી કાઢેછે તેમ આપણે આપણા પ્રાચીન રહસ્યને નામે દેશી વાયુ ચક્રખાતાની બેઠક લેતાં નીચેના મહાન ઉપયો પ્રાચીન દેશી રૂઢીઓ વગેરેમાં દેખાવ આપેછે. તે દુકાળ સામે સદઉપયોગ કરવાની ઇશ્વર કૃપાથી સંશોધન તરીકે ભલામણ કરૂંછું.

૧ અગાઉ વરસાદ નિયમિત વરસતો અને જમીનનો પાક બહુ જબરો થતો. હવે વરસાદ અનિયમિત ને સુકવણાં આવ્યા કરેછે તેના કારણમાં વેદ શાસ્ત્ર પ્રમાણે વરસાદ લાવવાના પ્રાચીન પ્રયોગો પ્રથમ આપણા દેશમાં થતા. હવે ઘણેભાગે બંધ પડી

ગયોછે. એટલે વરસાદને લાવવાના સાધનમાં યજ્ઞ. યાગાદિના ધુંવાડા બંધ થયાછે. આપણા દેશમાં ધુંવાડા યજ્ઞયાગાદિના હમેશાં ઘેર ઘેર થતા: વૈશ્વદેવઅગ્નિ હોત્રોથી થાયછે. આજ અગ્નિહોત્ર વૈશ્વદેવ તો એક બાજુ રહયા. પણ સંધ્યા જેવા નિત્યકર્મ ઉપરથી પણ લોકોની આસ્થા ઉઠી ગઇ છે.

આપણે સૌ જાણીએ છીએ કે ધુંવાડા-(વાતાવરણ) નાં વાદળાં બંધાવાથી વરસાદનું મૂળ મંડાણ છે. ગીતાજીમાં કહ્યું છે કે—

यज्ञाद्भवति पर्जन्य, पर्जन्यादन्न संभव :

તેમજ—अग्नो प्रास्ताहुति सम्यगादित्य मुळतिक्षते ॥

आदित्याज्जायते वृष्टि र्वृष्टेरन्नं तनः प्रजाः ॥

માટે આપણી પ્રાચીન રૂઢીએ પ્રમાણે યજ્ઞ યાગાદિ હારોહાર પાછા થવા જોઇએ. અને ઇંદ્રનો યજ્ઞ દર વર્ષે ગામો ગામ થવો જોઇએ. તો. વરસાદના અનિયમિતપણામાં ઘટારો થતાં દુષ્કાળની વારમવારની ધાંરતી દુર થાશે.

૨—દેશમાં અગાઉ હારોહાર વનસ્પતિનાં જંગલનાં જંગલ હતાં. હાલ દેશમાંથી વનસ્પતિનો ઘટારો થઇ ગયો છે. એ પણ પગમાં કુહાડો માર્યા જેવું થયું છે; કારણ એતો ચોક્સ છે કે દેશના જે ભાગમાં વનસ્પતિને જંગલ વધારે છે ત્યાં આજે વરસાદ વધારે પડે છે. ને રણવાળા ભાગમાં વારમવાર સુકવણાં આવે છે. (જુઓ ભાગ ૧ લા નું પ્રકરણ પાચમું). માટે દેશમાં વેળાસર વનસ્પતિનાં ઝાડો વધારવા રાજા પ્રજાએ નિયમિત યોજનાઓ મોટા પાયા ઉપર વધારવા દેશી વાયુચક્ર ખાતુ ભલામણ કરે છે. ( ઝાડ વધારવા શાણી સરકારે કાંઇક લક્ષ આપવા માંડયું છે. (જુઓ નામદાર શહેનશાહ ગાદીનશીન થવાની યાદગીરીમાં એ યોજના સુચવી હતી).

**વનસ્પતિના ફાયદા:—**

૧. વરસાદ વધારે છે. કારણ વનસ્પતિનો ભેજ વાદળાંને ઠંડાં પાડી વરસાદ રૂપે નીચે ઉતારવાને સહાયકારી થાય છે. ૨. સુકવણા

વખતે મોસમને ભેજ મળે છે. ૩. તીડનો નાશ કરે છે. ૪. પવનનો વેગ નબળો પાડે છે. ૫. મદ્રાસ તરફ જે નદીઓ બાર મહિને સુકાતી તે હવે ૬ મહિને સુકાઈ જતાં પાણી બંધ પડે છે એમ મદ્રાસ ખેતીવાડી ખાતાનો ઉપરી લખે છે. કારણ જંગલનો નાશ થવાથી એમ બન્યું છે. વળી આપણા દેશમાં પણ કેટલીક નદીઓ વહેતી વહેલી બંધ પડે છે, ને પુરાણ થતાં જાય છે. એ અનુભવ આપણે નજરે નિહાળીએ છીએ.

૩. દુકાળ ગયા બાદ સરકાર દરબાર આગ લાગ્યા પછી કુવો ખોદાવે છે. ને કમીશન બેસાડી કુવાનાં પાણી વધારવા મજબુત ભલામણો થવા લાગી છે. પણ આપણા વડુવાઓ તો કહી ગયા છે કે આગળ એવાં વરસ ને ચોમાસાં આવશે કે તેમાં કહેવત છે કે,

"જો મુકે વરત, તો મરે તરત"

ભાવાર્થ—જે ખેડુતનો વરત કુવામાં ચાલતો હશે, તેને દુકાળ નડશે નહિ. પણ તેવા ખેડુતો પોતાના બચાવ સાથે રાજાને પણ સહાયકારી થાય છે. માટે આપણી પ્રાચીન રૂઢીઓની મહાન કહેવત કુવા વધારવાની યોજના માટે સેંકડો વરસ પહેલાંથી ભલામણ કરતા આવેલ છે. એ આપણા વડુવાઓની અગાધ બુદ્ધિની સાક્ષી આપે છે.

૪. પાતાળ કુવા વધારવા માટે ગામે ગામ જ્યાં પાણીનાં તટ હોય ત્યાં કે નદી કાંઠે કુવા નાખનારાઓ પાસે જોવરાવી અથવા વિલાયતની સારડીઓ મુકાવી તેવા કુવા મોટા પાયા ઉપર વધારવાની સરકાર દરબારોને ધનાઢ્ય ગૃહસ્થોએ ઉતાવળે પગલાં ભરવાની જરૂર છે. (આ બાબત નામદાર મુંબઈ સરકારનું ધ્યાન ખેંચાયું જણાયછે.)

૫ થાપણીઆ કુવા વધારવા એટલે જ્યાં પાણીનાં તટ હોય કે કહ હોય ત્યાં દસ વીસ કોશીઆ કુવા ગળાવવા કે ઝરો ગળાવવી કે સુકવણા વખતે તેવા કુવામાંથી આનપાસની સીમમાં આકાશી ઉપજનાં ખેતરમાં પાણી લઈ શકાય. વળી જે ગામ કુવા ન પડી

શકતા હોય, ત્યાંના લોકોને દુકાળ વખતે થાપાણીઆ કુવાવાળા ગામમાં વસાવી તેનો માલ બચાવવા લીલો ચારો કરવાની કે અનાજ પેદા કરવાની તક આપવી.

૬. જે નદીઓ જીવતી હોય તેનું પાણી બરબાદ ન જાય, માટે બાંધ કામથી તળાવ રૂપી વોટરવર્ક્સ કરી પ્રજાને લાભ આપવો. આવી વોટરવર્ક્સ છપનીઆ દુકાળ વખતે કેટલેક ઠેકાણે થયાં છે. પણ જેમ બને તેમ જીવતી નદી નાળાંનાં બાંધકામ વધારવાથી લાભ થાય છે. તોપણ એવાં બાંધ કામ વધતા ઓછા વરસાદને અંગેજ લાભકારી થાય છે. પણ વરસાદ ન હોય ત્યારે તો ખરેખરા પાતાળ કુવાને થાપણીઆ કુવા વધારવાની યોજના વધારે ઉપયોગી થાયછે. માટે પાતાળ કુવાને થાપણીઆ કુવા વધારવા પૈસાનો વધારે વ્યય કરવો.

૭. નદીઓ જીવતી હોય તેને કાંઠે કાસ, સારણ, ઓરીઆ વગેરે વધારવા.. ( આ ચાલ ગુજરાતમાં વધારે છે ).

૮. દુકાળ વખતે જે કુવામાં પાણી થઈ રહેતાં હોય તેણે કુવાની ઉંડાઈ વધારવી.

૯. સારા વરસમાં ખડ, કડબ હુડે હુડે થાય ત્યારે લોકો પૈશાને મુલે વેચી નાખે છે. તો દરેક ખેડુત પાસે ઢોરના પ્રમાણમાં અએ વરસની આગળ પાછળ નીરણ છે કે નહિ, તેની સત્તાશીરોએ ભરતી રખાવી દર વરસે લોકલ ઓફીસરો મારફત પત્રક માગવાં કે ઓચિંતા દુકાળ વખતે નીરણની બુમ ન પડે. વળી આ પ્રમાણે ખડની લોકોમાં બરાબર યોજના ચાલે છે કે નહિ તેનો અમુક ખેડુતનો ઓચિંતો નીમતાણો લેવો. બે વરસ ઉપરની નીરણ હોય તે ખેડુતોને વેચવા છુટ આપવી. કોઇ કહેશે કે છપનીયા જેવા દુકાળથી રાજા પ્રજાને શીખામણ મળી છે ને સંઘરો રખાય છે. પણ જો એ લાગણી પુરેપુરી હોત તો આ સાલ કમ વરસાદથી ખડની અછત થતાં આગલો સંઘરો પુષ્કળ હોત તો આજે રૂપિઆનું રૂ

ત્રણ મણ ખડ થઇ ગયું છે જે ન થતાં પાંચ છ મણનું મળતું હોત; પણ તે વાત લોકો ભૂલી જાય છે. માટે દેશી વાયુચક્ર ખાતાની ફરમાશ તો એ છે કે દુકાળ આવે તેને આવે પણ ખડ ઠારોઠાર ઓહોળા જથામાં નીકળી પડે ને ભાવમાં દુકાળ ન જણાય ત્યારેજ રાજા-પ્રજાને સુખનો આરો આવશે.

૯. જે સાલમાં અનાજ હુંડે હુંડે થાય ને સસ્તુ હોય ત્યારે લોકો પાસે ખાણો નંખાવવી. ને તેનાં પત્રક માગવાં. ઉપરાંત રાજકર્ત્તાએ સોંઘવારી વખતે મોટી મોટી ખાણો ને કોઠારો વારાફરતી રાખ્યા જવા. અને મોંઘવારીના વખતમાં પ્રજાને બચાવવા સસ્તા ભાવની દુકાનો ખોલાવવી કે ગરીબ પ્રજાનો બચાવ થાય. કારણ દુકાળના વરસમાં કમાણી હોય નહિ ને મજુર લોકને સાંઝે જે રોજ મળે તેમાંથી મોંઘું અનાજ હોય તો "માની કમાણીમાં છોરૂ ન સામે" એટલે ભુખમરો વધે છે ને દુકાળ પોતાનું રૂપ વધારે છે માટે દેશી વાયુચક્ર ખાતું એવી ફરમાસ કરે છે કે માની કમાણીમાં છોરૂનો બચાવ થાય, એટલે દરજે અનાજ સસ્તુ રહે એ મુળતત્વ ધ્યાનમાં રાખી અનાજનો સંઘરો ખાણો વગેરેથી કરાવવો ને કરવો.

૧૦. રાજકર્તાએ પોતાના જંગલનું ખડ બધું વેચી નાખવું નહિ. તેમણે પણ પોતાના રાજના પશુ, ઢોર ઉપરાંત પ્રજાના બચાવ માટે મોટી મોટી ગંજીઓ કરાવી રાખવી. કારણ કોઇ વરસ ખડની ઓહોળી છતથી વઢામણ પણ માથે પડે છે. તેવી રીતે ખડ હુંડે હુંડે થાય અથવા જંગલ ક્યાં ને ક્યાં ભેળાઇ જાય, ત્યારે રાજકર્તાએ તેવાં જંગલ પોતાની પ્રજાનેજ જુજ વેચાણથી કે વણેથી વાઢી લેવા છુટ આપવી કે તેનો લાભ પરિણામે પ્રજાજ ભોગવે.

૧૧. દેશમાં અંગ્રેજ સરકારશ્રીનું રામરાજ જામ્યા પછી અનાજનો દુકાળ નથી પણ ખરેખર પૈસાનો દુકાળ આવી પહોંચે છે. કારણ લોકોને ખેતીવાડીની ઉપજ આગળના કરતાં ઘટતી જાય છે. તેના કારણમાં વહેલી ખેડ કરવામાં સુસ્તાઇ અને ખાતરતો બ-

રપુર ઉપયોગ નહિ જે અમે પાછળ બતાવ્યું છે. એટલે આગળ જ્યારે સારી ઉપજ આવતી ત્યારે ઉત્તર ક્રિયાઓ કે વિવાહ વગેરે પ્રસંગમાં જે માણો ઉડતાં તેજ મોથાલે આબરૂને લઇને અથવા નાત રૂઠીને લઇ ખરચાળ રીતીઓ એવીને એવી. ને ઉપજની ઘટ મતલબ ખરચ વધારે. ( વળી આગળના કરતાં જણુસ માત્રના ભાવ તેજ જેથી નાત વરામાં ખરચ વધી જાય છે. ) જેથી કરજ કરવામાં ખેડુતો વગેરે શુરા બની નિર્ધન થઇ ગયા છે. જેથી ખરેખર પૈસાનો દુકાળ આવી પડે છે. પણ આ બ્રિટિશ રામરાજમાં આગગાડી, આગબોટ વગેરે સાધનથી અનાજ જે ભાગમાં પાકયું હોય ત્યાંથી વીજળીને વેગે દુકાળવાળા ભાગમાં લાવે છે. પણ અગાઉના દુકાળો વખતે આવાં રેલવે વગેરે સાધન નહોતાં. કે છતે પૈસે અનાજ વિના સંકટ ચાલતું. પણ હાલ પૈસાની તંગીનાં કારણોમાં ગેરવાજબી ઉડાઉ ખર્ચ અને વિદ્યા-હુનરની કમાણી ઓછી એ મુખ્ય છે. કહેવત છે કે—

**દોહા.**

દી ઉઠાડે દીકરા, કાં વઉ ને કાં વરા;
કાંઇક સગાં સાગવાં, પછી ભાયું તો ખરા.

ભાવાર્થ—ખેડુતને સારી ઉપજ આવી કે દીકરાને કે પોતાને નવી વહુ લાવે, કાં તો નાત વરામાં ફુલને ઘોડે ચડી પૈસા ઉડાડે કે કરજ કરે, કાંતો સગાં સાગવાંના કામમાં જામીન થાય. કે ભાઇઓને નાણાં ધીરે એટલે ખાતર વગેરેથી જમીનનો કસ સુધારવાની સત્તા ઘટે. અને દુકાળ વખતે પૈસાની તંગી આવા પડતાં ખેડુતોની દશા દીન પ્રતિદિન નબળી પડતી જાય છે. માટે સુજ્ઞ ખેડુતોએ સમયને અનુસરી નાત–વરા વગેરે કરવા લક્ષ રાખવું.

૧૨. દેશમાં ખેતીનો ધંધો મુખ્ય હોવાથી તે પેદાશ એકાદ વરસ ન આવે તો ખેડુતો સપડાયા સાથ બીજી બાજુ વિદ્યા–હુન્નરની કમાણી દેશની વસ્તીને મુકાબલે બહુ ઓછી છે. અને આ દેશના

લોકો પોતીકા બાપના ધંધાથી સંતોષ માની વધારે હુન્નર ઉદ્યોગ વધ તા નથી. તેમ ધંધામાં નવા સુધારો કરતા નથી. જેથી દુકાળ વખતે હુન્નરની થોડી પેદાશ ઉપર આખો દેશ લાભ લઈ શકતો નથી. માટે બીજા સુધરેલા દેશને મુકાબલે આ દેશમાં વિદ્યા-કળાનાં કારખાનાં વધારવા રાજા, પ્રજા અને ધનાઢ્ય ગૃહસ્થોએ મોટી મોટી રકમો રોકી દેશી કારીગરીને ઉત્તેજન વધારવાની ઉતાવળે જરૂર છે કે દુકાળ વખતે નાણાંની ભીડ ન પડે ને નિરાશ થએલા ખેડુતો ને એકાદ વરસ ટેકો મળે. માટે વિલાયત જાપાન જેવા સુધરેલા દેશમાં હુન્નરની કેળવણી લઇ આવી આ દેશના ભાગ્યોદય માટે ચાંપતા ઉપાય લેવાની ઉતાવળે જરૂર છે. કે દુકાળ વખતે વસમું ન લાગે, ને દેશી માલ વધવાથી દેશનો પૈસો દેશમાં રહે.

**૧૩—આ દેશમા ચાલતી કેળવણી અપૂર્ણ છે. જેથી હાલની ઉછરતી પ્રજાનો મોટો ભાગ નોકરી શોધવા ઉપર દોડે છે. અને** પોતીકા બાપદાદાનો ધંધો સુધારવા કોઇ લક્ષ આપતું નથી. પણ પશ્ચિમના સુધારાની ઉપલક મોહીક ફેશનની નકલ પકડી અપૂર્ણ કેળવણી પામેલા જુવાનીઆ નોકરીની લાલચે ખુવાર મળે છે. અને અંતે ભ્રષ્ટ તતો ભ્રષ્ટ જોવામાં આવે છે નહિ સારી નોકરી, નહિ પોતાના ધંધામાં ફતેહ. જેથી ઉલટા બોજારૂપ થવાય છે. માટે કેળવણી લેવાનો મુખ્ય હેતુ પોતાના ધંધા સુધારવાનો છે. કે તેથી બીજાં હજારો અન્ય પ્રાણી સુખી જીંદગી ભોગવે. માટે સુધરેલા દેશની કેળવણી આપણા પેઠે અપૂર્ણ નથી, પણ જાપાન, વિલાયત, અમેરીકા. જર્મની વગેરે દેશોમાં કેળવણી સાથે હુન્નરની કેળવણી મોટા પાયા ઉપર અને ખર્ચથી અપાય છે. જેથી ત્યાંના લોકો કેળવણી લઇ મોટા હુન્નરી બની દેશને મોટા આધારરૂપ થઇ પડે છે, ને પોતાની જીંદગીના વૈભવ સુખશાંતથી ગુજારે છે. પણ આ દેશમાં કેળવણી લઇ ઘણાખરા ઉલટા દેશને બોજારૂપ થઇ પડે છે. કારણ સુધરેલી ઢબને ઉપરથી મોહી જઇ પોતાના બાપીકા ધંધાને

સુધારવાને બદલે તેમાં ખામી લાવે છે. જેથી દેશી કારીગરીને ઉત્તેજન નહિ મળવાથી દેશની સમૃદ્ધિને મોટો ધક્કો લાગે છે. ને એ ધક્કો દુકાળ જેવા વખતમાં વધારે વસમો લાગે છે. તે માટે નીચેના મહાન વાક્યોમાં ચાબખા રૂપી ચંદ્રાવળાનો બોધ ગ્રહણ કરવા જેવો છે:—

**પરદેશી મોહ અને દેશી કારીગરીને ધક્કો.**

(દેશનું નાણું પરદેશમાં જાય છે.)

**ચંદ્રાવળા.**

જાડાં લૂગડાં જાતાં રહ્યાં, ઝીણાનું થયું જોર:
ગોદડાને ગાભેથી ગયાં, ને પૈસા લઇ ગયા ચોર.
પૈસા લઇ ગયા ચોર તે થઇ વેરી, કાળા કબજાને ટોપીયું પેરી;
ખોઈ ધનને ખુવાર થયાં, જાડાં લૂગડાં જાતાં રહ્યાં,
ઝીણાનું થયું જોર.

ભાવાર્થ—આવા ખોટા મોહથી દેશી કારીગરીને મોટો ધક્કો લાગ્યો જાય છે. જેથી દુકાળ વખતે ખેડુતો સાથે કારીગર લોકપણ સપડાય છે. માટે કેળવણી લઇ દેશીકારીગરીનો મોહ વધારો કે દેશની સમૃદ્ધિમાં વધારો થતાં દુકાળ વખતે નવાણુંનો ધક્કો ન લાગે.

આ બાબત હિંદના વાઇસરાય લૉર્ડકર્ઝનની સરકારે છપનીઆ દુકાળ વખતે રાજકોટની કીંગ કોલેજની ભેટ લેતાં રાજકુમારોને નીચેનો ઉત્તમ બોધ આપ્યો હતો:—" તમે અમારૂં દેખાદેખ નવી નકલનો મોહ વધારી જાગલાં ન બનો, પણ તમારા વડુવાના રીતરીવાજને સુધારવા લક્ષ વધારો " વગેરે બોધ આ દેશના રાજા પ્રજાને બહુ ધ્યાન ખેંચનારો ને દેશી કારીગરીને ઉત્તેજન આપનારો છે. માટે ચાણી સરકારના હાકેમો આપણી ચડતી થવા કેટલી કાળજી ધરાવે છે. તે આ ભવ્ય વચનો બસ છે.

૧૪ દુકાળ વખતે ગરીબ ખેડુતોને પીયોટીની ભરપુર છુટ આપવી જોઇએ. અને દુકાળના વખતમાં તેમને તગાવી મહીકે જાન.

માલના બચાવ માટે બને તેટલી વેળાસર મદદ આપવી. ઢુંપાવી, ઢુંપાવી મદદ આપવાથી ખેડુત અને સત્તાધીશ એઉને નુકશાન થાય છે.

૧૫ દુકાળ વખતે જંગલમાં ઢારને ચારવા પોતાની પ્રજાને છુટ આપતાં અન્ય તાલુકાની પ્રજાને બને તેટલી મોટા દીલથી સગવડો કરી દેવી અને એકંદરે માણસ પશુનો નિર્વીઘ્ને બચાવ થાય તેવા ઉદાર દીલથી રાજા પ્રજાએ શાંતિ ભરેલા ઉપાય લઈ આશિશ મેળવવી.

ઉપરના ૧૪ નિયમનો બરાબર ઉપયોગ થશે તો અનાજ ખડની પ્રજાને ખેંચ પડશે નહિ. ઇશ્વિર પાસે પ્રાર્થના છે કે આ નિયમોનો ત્વરાથી ઉપયોગ થવા રાજા પ્રજામાં વેગથી સદ્‌બુદ્ધિ વધો કે દુકાળનું કાળું મોં દેખાવાનો વખત ન આવે. અસ્તુ.

---

## પ્રકરણ છઠું.

### મરકી વિષે.

**મરકી:**—કોઇપણ પ્રાંત કે શહેરમાં તાવ, પ્લેગ, કોલેરા, શીળી વગેરે વાયરાથી માણસો તત્કાળ મરણ પામે છે ત્યારે લોકો મરકી આવી છે એમ કહે છે. તો તે ઉત્પન્ન થવાનાં કુદરતી અને વહેવારીક કારણો નિહાળવાથી અનુભવ મળવા સાથ દેશહિત માટે ઉપયોગી તત્વો માલુમ પડી આવે છે.

દેશમાં સારા વરસાદથી વરસ સુગાળ થાય. અને રાજા પ્રજા સારા વર્ષનો લાભ લેવા આતુર હોયજ, પણ ઇશ્વિરની કુદરત ન્યારી છે જેથી હમણાં હમણાં સુકાળ દુકાળની સાથે અનેક જાતના રોગનો વધારો થતો જોવામાં આવે છે અને પ્રજા શાંત્તિથી સુખ ભોગવી શકતી નથી. મતલબકે વર્ષની રૂતુની કરણી સાથ હવા પાણીનો નિકટ સંબંધ છે તે અમે પાછલા વર્ષની રૂતુનો અનુભાવિક ઇતિહાસ આ ગ્રંથમાં લખી આબેહુબ સાબીતીઓનો ચિતાર આપ્યો છે. તોપણ મરકીના સંબંધમાં ઉત્પત્તિ અને શાંતિનાં મુળતત્વો બ-

ત્યાથી રાજા પ્રજાને આ વિષય સલાહ તરીકે ઉપયોગી થઇ પડશે જાણી લાંબી મુદ્દતના અવલોકનની અત્રે નોંધો લીધી છે.

## મરકી ઉત્પન્ન થવાનાં ખાસ કારણો.

૧. કોરો દુકાળ:—૧ કોરા દુકાળમાં અનિયમિત ૠતુ એટલે હદ ઉપરાંત ગરમી વધી પડવથી કોલેરા થાય છે. ૨. પાણી અને ખોરાકની તંગી (પાણીને ખોરાક નબળા મળવાથી) ૩ વનસ્પતિના ખડધાન ખાવાથી; જેવાં કે ભોરીંગણી વગેરે. ૪. અનાજ શિવાયના પદાર્થ ખોરાક તરીકે વધારી બચાવ કરવાથી: જેવાં કે, ખજુર, ખોળ, ગાજર, મુળા, જારની બરી વગેરેથી માણસનો મરો થાય છે. તેમજ ૫. પશુ ઢોર ખડ વિના ઢોરો ઢોર મરવાથી ગામની આસપાસ ખરાબ હવામાં વધારો કરવા સહાયભુત મળે છે. ૬. માણસોમાં રોગના વાયરાથી ચેપ અરસપરસ રાત દિવસના ભેગા સંબંધથી વધતો જાય છે. ૭. કોરા દુકાળ પછવાડે કાળ કરતાં તેનું પુછડું વધારે મારે છે. જુઓ, સંવત ૧૮૪૭-૬૯, ૮૧ અને સંવત ૧૯૩૪, ૫૬ના કોરા દુકાળો હતા અને તેમાં મરકી ચાલવાનાં વિશેષ કારણો ઉપર મુજબનાંજ હતાં.

૨. લીલો દુકાળ:—અતિશે—વરસાદ વધી જવાથી દેશમાં શરદીવાળી હવા વધે છે. જેથી શરદીને લીધે તાવના વાયરા, અને પ્લેગના જીવજંતુની ઉત્પતિને ટેકો મળે છે. ૨ વનસ્પતિના શાક, ભાજી પ્રમાણમાં વધારે ખવાય છે. જેથી તે પીત્ત કફ કરનારાં હોવાથી તાવના વાયરામાં સખત વધારો થાય છે.

૩ બીજા વરસ ઘણું કરી કોરા કે કરવરા વરસ પછી આવે છે. જેથી કોરા દુકાળના ભુખ મરામાંથી બચેલાં ટગટગતાં નિરાધાર મનુષ્યો અનાજના ખોરાકથી અસંતુષ્ટ હોય છે. તેઓ ઓહોળા વરસાદથી ઉત્પન્ન થએલાં ખડ ધાન જેવાં કે સમેરવાનાં બી, સામો, વગેરે વનસ્પતિ પેટની સોધરી વાળવા રાંકાં કે ગરીબ મનુષ્યો ખાઇ બચાવ કરવા જતાં રોગના ભોગ થાય છે.

૪ અને ઓછામાં પુરે નાપા મોસમમાં રાત્રે દાખલ થઇ ગયું. કાચું અનાજ પેટની સોધરી વાગવા રાંક ધરવ કરવા જતાં ઘણાં માણસોનાં પેટ છુટી પડતાં મરકીને વશ થાય છે.

૫ લીલા દુકાળમાં કે સરાસરી કરતાં વધુ વરસાદ ભાદરવામાં વધી જાય તો શાકભાજી જેવાં કે, ભીંડા, ચીભડાં, તુરીયાં, ડોડા, કલી, તાંદળજો વગેરે શાક ભાજી હદ ઉપર થાય છે અને તેનો ઉપયોગ શાહુકાર કે ગરીબ હદ ઉપર અનિયમિત પણે ખોરાકમાં લે છે. તેથી તાવ કોલેરા વગેરે ઉત્પત્તિને મોટો આધાર મળે છે. માટે લીલા દુકાળ વખતે વનસ્પતિનાં શાક ભાજી વગેરે ખોરાકનો હવા પાણી સાથે કેટલો નિકટ સંબંધ છે, અને તે તાવ વગેરે રોગના વાય-રાને કેટલે દરજ્જે સહાયકારી છે. તેનાં પ્રાચીન મુળતત્વ વાળી આપણા અનુભવી વડુવાઓની અમુલ્ય બોધની કહેવતો નીચે આપું છું:—

## કહેવતો.

દહીં ડોડાને ચીભડાં, (વનોવનનાં) ભાદરવાનાં શાક;<br>
જ્વર સંદેશો મોકલે, આજ આવું કે કાલ. ૧

દુધ પૌંઆ ને કાકડી, ઉપરથી ખાધું દહીં;<br>
તાવ સંદેશો મોકલ્યો, ખાટલો પાથર્યો કે નહિ. ૨

ફુટ કાકડી ને તુરિયાં, ને કારેલાનું શાક;<br>
તાવે સંદેશો મોકલ્યો, આજ આવું કે કાલ. ૩

તાવ કહે તુરિયામાં વસું, ગલકું દેખી ખડખડ હસું;<br>
જેને ઘરે જાડી છાશ, તેને ઘરે મારો વાસ. ૪

તુરીયું કહે વાંકુ ચુંકું, મારે દીસે છે સળી;<br>
મારા ખાવામાં સ્વાદ કરે તો, નાખ લીંબુ ને મરી. ૫

કહોળુ કહે હું ગોળ ગોળ, મારે દીસે છે છોલ;<br>
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાખ મેથીને ગોળ. ૬

દૂધી કહે હું લાંબી લીસી, મારે દીસે છે છાલ;<br>
મારા ખાવામાં સ્વાદ કરે, તો નાખ ચણાની દાળ. ૭

પાપડી કહે હું પાંચ લીલવામી, સૈ ને મન છું પ્રસન્ન;
જો ખાદ્યાની મઝા કરે, તો નાખો લીલુ લસણ. ૮

મતલબ કે બીજા વરસમાં અથવા જે સાલમાં શાકભાજી જાદુ વધી પડે, ત્યારે તેને ખાવાની રીત રૂઢી પ્રમાણે નિયમ પાળવાથી તાવ વગેરે વાયરાને ટેકો મળતો નથી નહિતો ઉપર પ્રમાણે તાવ વગેરે વાયરાને ટેકો મળે છે. જુઓ, સંવત ૧૯૩૫, ૩૯, ૪૬, ૫૧, ૫૨ વગેરે સાલોમાં તેમજ થયું હતું.

૩. તાવના વાયરાને જેમ—ઉપરની શાક ભાજી વગેરે જેમ સહાય થાય છે તેમ જારના સાંઠા, બોર વગેરે જીભની સ્વાદીષ્ટ વસ્તુઓ પીત્ત વિકારને સહાય થઇ તાવના વાયરામાં વધારો કરે છે. માટે મનને કબજામાં રાખવું.

ટીપ—સેનીટરી ( આરોગ્ય વિદ્યા ) ના નિયમ પ્રમાણે ગામમાં સુધારો રાખ્યા છતાં, ઉપર પ્રમાણે ખોરાકની વસ્તુઓમાં રોગોની ઉત્પત્તિઓનાં મુળ તત્વ રહેલાં છે. માટે તેનો નિયમ અને અનુભવ પ્રમાણે ઉપયોગ કરી નહિ વર્તવાથી આપણા શરીરની સુખાકારીમાં વિધન તરીકે આપણે જાતેજ પગમાં કુવાડા મારીએ છીએ. અને દૈવકોપનો દોષ કાઢીએ છીએ.

૪. અનિયમિત કે હદ ઉપરાંત ગરમી—જે સાલમાં વધી જાય, ત્યારે માણસમાં તાવ વખતે જેમ હદ ઉપર ગરમી વધી જવાથી માણસની સલામતી માટે દહેશત રહે છે. તેમજ જમીન ઉપર હદ ઉપર ગરમી વધી જવાથી જમીન ઉપરના મલીન પદાર્થો તથા પાણી ને હવામાં બગાડ થવા સાથ કોલેરા વગેરે રોગનાં ઝેરી જંતુ ઉત્પન્ન થાય છે. આવે વખતે વહેમી લોકો નીચ વરણના લોકો ઉપર વહેમ લઇ જાય છે. પણ હવા પાણીનું અવલોકન કરનાર અનુભવીને વિદ્વાન માણસો આવી રીતે અનિયમિત હવાનાં કારણો જલદી સમજી શકશે ને બીજાને અનુભવ કરાવશેજ. જુઓ—સં. ૧૯૪૫

૧૯૫૬ અને ૧૮૫૬-૫૭ના ઉનાળામાં સંખત ગરમી વધી જવાથી કોલેરાએ દેશમાં હારોહાર રાડ પડાવી હતી.

૫. અનિયમિત ઠંડી કે હદ ઉપરાંત શરદી,-હદ ઉપરાંત ગરમીથી કોલેરા વગેરે રોગની જેમ ઉત્પત્તિ થાય છે તેમ અતિશય ઠંડી કે શરદીથી તાવ વગેરેના વાયરાને તેમજ ગાંઠીઆ તાવની મરકીને ઉત્તેજન મળે છે. અને ગાંઠીઆ તાવની મરકીનાં ચેપી જીવજંતુ ઉત્પન્ન થઇ ભેજવાળી હવામાં નવાં ઇંડાં મુકવાને વધારે શક્તિવાન થાયછે. અને તે જીવજંતુ ગંદકી ગલીચવાળા પદાર્થ, ઘરમાં અસ્વચ્છતા, ગામનાં અસ્વચ્છ પાણી કે સડેલ અનાજ, શાકભાજી વગેરે નબળા સંજોગમાં દાખલ થઇ પોતાનું જોર વધારી મુળ નાખેછે. પછી તેને નસાડનાર સબળ હવાનો અવરોધ ન મળે ત્યાં સુધી કે દુર કરવાના ઘટીત ઉપાય તેને ન લેવાય ત્યાં સુધી અમુક ગામ, મહોલ્લો કે ઘરમાં નિવાસ રૂપે પ્રવેશ કરે છે. અને ઝેરી કાર્બાન હવા વધવાથી શરૂઆતમાં અમુક ઘરમાં સૂક્ષ્મ પ્રાણી ઉંદર જેવાંને પોતાના પંજામાં લઇ તેનો ભોગ કરે છે અને ઘરના માણસને તે ઘરની હવા બગડવાનો તાર માફક સંદેશો આપે છે. દાખલા તરીકે, ધારો કે એક કાચના સીસામાં ઉંદરને પુર્યો હોય અને ઉપર બુચ મારીએ તો સીસામાંથી ઉંદર ઓકસીજન લેશે ને કાર્બાન કાઢશે. એમ કરતાં ઓકિસજન ખુટયો એટલે ઉંદર મરી જવાનો. મતલબ કે ઓકિસજન વિના કોઇ પ્રાણી આ પૃથ્વી ઉપર જીવી શકે નહિ. હવે ઉંદર સીસારૂપી નાના ઘરમાં ઓકિસજન ખુટવાથી કાર્બાન હવા (મરકીના જંતુ વાળી ઝેરી હવા) નો ભોગ થયો, ત્યારે આપણને પ્રત્યક્ષ પુરાવો ઉંદર મામો આપે છે કે હું સૂક્ષ્મ પ્રાણી નાશ પામ્યો તેટલે દરજે આ ઘરની હવા બગડી છે. ત્યારે તમે મોટા પ્રાણ પ્રવાહવાળા મનુષ્ય પ્રાણીઓ વધારે હવા બગડતાં—તે ઘરમાં રહેનાર સૌ ભોગ થશો. માટે તે ઘરની હવા સાફસુફ વગેરે ઉપાયથી સુધારો. નહિતો બીજે સારે સ્થળે રહેવા જાઓ, નહિ તો વહેલા મોડા ભો-

ગ થશે. છતાં ન ચેતીએ કે ન ઉપાય લઇએ અને પછી તે ઝેરી હવાના ભોગ થઇએ તેમાં શું નવાઇ ? ને કોનો દોષ ?

૬—શિયાળો ઉનાળામાં અનિયમિત વાદળાં,—વગેરેથી તાવ વગેરે રોગને સહાય કારક થાય છે.

૭—ખાવઠાંથી—સારૂં પાણી બગડે છે અને જમીન ઉપરના પદાર્થો સડી નબળી હવા છુટે છે. ને હવાના બગાડમાં સહાયકારક થાય છે.

૮ ચેપી રોગના વાયરાઃ—ત્રણે રૂતુમાં જે પવન રૂતુ પ્રમાણે વાવો જોઇએ, અને તે પ્રમાણે ન વાતાં અનિયમિત વાય ત્યારે, અછબડા, ઓરી સલેખમ, ઉધરસ, વગેરે ચેપી રોગો ઉત્પન્ન થાય છે. ને ઘણે ભાગે નાનાં બાળકો તેનાં ભોગ થાય છે ત્યારે તાવ, શીળી, ઓરી, અછબડાના વાયરા ચાલે છે એમ લોકો કહે છે. અને તેની લગામ કુતરતના સાહેબના હાથમાંજ છે માટે એવા ચેપી રોગના વાયરા જે ગામમાં કે પ્રાંતમાં ચાલતા હોય ત્યાં બનતાં લગી જવું નહિ. પણ તેવા સમયમાં જુની રૂઢીઓ પ્રમાણે વર્તવું.

૯. રૂતુ સંધિના રોગો. ઋગુવેદના બ્રાહ્મણ ગ્રંથમાં લખ્યું છે કે રૂતુ સંધિમાં નવા નવા વ્યાધીઓ થાય છે એથી પણ રૂતુનો હવા પાણી સાથે નિકટ સંબંધ પુરવાર થાય છે.

૧૦—અસ્વચ્છતાઃ—ઘરમાં, ફળીમાં, ગલી કે જાહેર રસ્તાકે ગામની આસપાસ અસ્વચ્છતા હોયતો તે પ્લેગ, કોલેરા વગેરે રોગોને સહાયકારી થાય છે. વગેરે.

---

## મરકી સામે—ચડાઇ.

### ( કુદરતી અને વહેવારિક ઉપાય. )

સંવત—૧૯૫૩—(સન ૧૮૯૬) માં પ્લેગે મુંબઇમાં પોતાનો પગ ડંડો નાખી—એવો જબરો ત્રાસ બેસાડયો કે મુંબઇને જાન માલનું નુકસાન થવા ઉપરાંત સહસ્રાર્જુનના છાંટા જેમ ભાખા ક્ષત્રીકુળને

ઉડયા. તેમ મુંબઈની મરકીના ભયં ત્રાસથી માણુસો જ્યાં જ્યાં ગયાં. ત્યાં ચેપ લેતાં ગયાં, અને આખા ભરતખંડમાં આ ચેપી રોગ જોતજોતામાં ફેલાઈ ગયો છે. એ ચેપી રોગ મુળ ચીનથી માલ મુંબઈ આવતાં તેના ઝેરી જંતુ આવ્યાં જણાય છે. આ ગાંઠીઆના ઝેરી તાવ પહેલાં કોલેરા–તાવ વગેરે રોગની વ્યાધીઓથી વર્ત્તમાન કાળના પ્લેગ જેવો–આ દેશ કોઈવાર સપાડાયો નહોતો. હિંદના સઘળા ભાગમાં પ્લેગે પોતાનો જબરો હાથ લંબાવ્યો છે. અને ધંધા રોજગાર ઉપર ઘણીજ માઠી અસર કરી છે. અને પ્રજા હૈયે હૈડે બેશી પોતાનો સત ઉદ્યોગ કરવા પામતી નથી ઓછામાં પુરૂં બીજી તરફથી દુકાળ જેવો જોરાવર દુશ્મન અચાનક ડોકીયાં કરતો રહે છે, અને મનુષ્યને અચાનક સપડાવી દેનાર દુશ્મન તરીકે પોતાનો પગડંડો વધારતો જાય છે. અમે તે પાછળ બતાવેલ મરકીના મુળ તત્વની ઉપાધીઓ સાથે દોસ્તી રાખે છે, જ્યાં તેને અનિયમિત હવાની અનુકુળતા મળે ત્યાં તેનો તે મેમાન થાય છે. અને માહાકાળીના હવનને નામે પોતાનો ભક્ષ કરે છે. જેથી મરકીનો ભય ત્રાસ રાજા–પ્રજા ઉભયને મહાન નુકશાન કરનાર છે માટે શરીર સંપત્તિના સુખને અર્થે અને દેશના ધંધા રોજગારને ધકો ન લાગે માટે પ્રાચીન કુદરતી અને વ્યવહારીક કારગતો સાથે તેની સામે ચડાઇ લઈ જઇ બચાવ કરવા ઇશ્વર કૃપાથી વેળાસર તૈયાર થવાની જરૂર છે.

## મરકી સામે ઉપાય.

૧—વેદની ચડાઇ:—રૂગ્વેદના બ્રાહ્મણ ગ્રંથમાં લખ્યું છે કે ઋતુ સંધિમાં વ્યાધિ થાય છે તે સમન કરવા સારૂ–ઋતુસંધિમાં યાગ કરવા. એટલે યાગમાં ચાતુર્માસ્ય નામનો એક યાગ થાય છે. તે ઋતુની સંધિએ ફાગણ, અશાડ ને આસોની પુનમે કરવામાં આવે છે તે જેને ત્યાં પાંચ કુંડનો અગ્નિહોત્ર હોય તે ચાર દિવસ ઉપરની ઋતુસંધિએ કરે છે. તે પ્રાચીન કાળમાં–બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય ઘરે ઘરે ઘરે રાખતા. તે યજ્ઞમાં ઘી, તલ, સાળ વગેરે પદાર્થો હો-

મવાથી તે હવાને સુધારે છે અને રોગ ઉત્પત્તિ હવાના બગાડને લીધે છે. તેવા યાગ હવે ક્યાં થાય છે? જેના પરિણામે અનિષ્ટ ફળ ભોગવવાં પડે છે. માટે પ્રાચીન યજ્ઞયાગાદિ ૠતુસંધિએ કરવા તેમજ અગ્નિહોત્ર-વૈશ્વદેવ યાગ ઘરે ઘરે થાય તેવી યોજનાઓ રાજા પ્રજાએ પ્રરોહાર નિયમીત ચાલુ કરાવવી કે અનિયમિત હવાનાં અનિષ્ઠ ફળ ભોગવવાં ન પડે.

૨-તહેવારોના નિયમ બરાબર પાળવા અને અષાડી બીજે ગામેગામ દરવર્ષે-હવન હોમને બ્રહ્મભોજ કરવો કે માહાકાળી (હવા દેવી) તૃપ્ત થતાં સ્વચ્છ હવાનો લાભ વધશે. માટે પ્રાચીન રૂઢીઓમાં જે વૈદિક કર્મોના નિયમો ગુપ્ત ભેદે રહ્યા છે તે રાજા પ્રજાએ આસ્થા વધારી ચાલુ કરવા. (આગ લાગ્યા પછી કૂવો ખોદવા દોડીએ છીએ તેમ ન કરવું.)

૩-આપણા ઘરડાઓની પ્રાચીન રીતો પ્રમાણે દરેક ઘરમાં હમેશાં ઘીનો દીવો અને અગર બત્તીનો ધુપ પુજા દ્વારે કે બીજી રીતે ચાલુ કરવાં. સાધારણ લોકોએ પોતાની કુળદેવી કે ઇષ્ટદેવને નામે લોબાન, ગુગળ વગેરેના ધુપ નિયમિત પણે ચાલુ કરવા. (સમજુ વર્ગમાં આ રીવાજ ચાલુ છે.)

૪ સુધારોઃ—દરેક ઘરમાં, ફળીમાં, રસ્તામાં અને ગામની ફરતો પણ સુધારો રાખવો જોઇએ. નહિતો, ૧૦૦ ઘરનો સુધારોને ૨૦૦ ઘરનો કુધારો મિશ્રણ થવાથી હવામાં બગાડ થાય છે. માટે જાહેર રસ્તા સારા હોય ને ફળીમાં ગંદકી થતી હોયતો જેમ શરીર ઉપરથી સાફસુફ પણ અંતરમાં રોગ હોયતો તે શરીરને ઓચીંતી વ્યાધી થવાનીજ. માટે સ્વચ્છતાના નિયમ બધે સરખા જોઇએ.

૫ ગામનાં મળમુત્ર અને કચરો પટો ગામથી દુર દક્ષિણ દિશાએ ઉંડા ખાડા ખોદી ખાતર પકવવા નખાવવો અથવા ખેતરોમાં લઈ જઇ નાખે તેમ કરવું. પણ ગામમાં કે સહેરમાં ક્લેશ,

પ્લેગ, તાવ વગેરેના વાયરા વખતે તેવા ગંદા પદાર્થનો આશ્રો ન મળે તેમ ચાંપતા ઉપાય લેવાની જરૂર છે.

૬ જે સાલમાં શાક ભાજી બહુ પાકી વડે તે સાલમાં તે ખાવાનો મહાવરો હદમાં કે વીધી પ્રમાણે કરવાથી પીત્ત કોપના રોગ થશે નહિ. સારી ને નિયમિત હવાના વખતમાં શાક ભાજી ખાશો તોપણ તેની અસર ગુણકારીજ જણાશે. પણ એનાં એ શાક ભાજી કોલેરા વગેરે નબળી હવાના સંજોગમાં ખાશોતો તે શરીરને અનુકુળ ન થતાં શરીરમાં ઓચીંતા વ્યાધી થવામાં ટેકો મળશે. દાખલા તરીકે ભીંડા, કે ભાજી સારી હવાના વખતમાં ખાઓ તો શરીરને કાંઈ અસર નહિ થાય. પણ કોલેરાની કે બીજી નબળી હવા ચલતી વખત ખાશોતો તમને તેજ શાકભાજી વાયડાં પડશે કે વધુ અસર જણાવશે માટે અમે શાક ભાજી ઉપર જે કહેવતો કહી છે તે અવલોકન કરી ઉપયોગ કરવા દેશી બંધુઓને નમ્રસલાહ છે. ( ખરાબ શાકભાજી સત્તાધીશોએ વેચવા દેવાં નહિ )

૭ પાણીના કુવા દરવર્ષે એકવાર ઉલેચાવી તેમાં પડેલો ગાળ કઢાવતા રહેવોજ. જરૂર જણાયતો કળીચુનો નાખવો.

૮ કોરા દુકાળ કે ભીના વખતે ગરીબ લોકો અનાજના નિર્વાહ વિના રાંક બની રોગના વાયરાના વધારા તરીકે ભોગ થાય છે. માટે તેના ઉપર સરકાર દરબાર અને ધનાઢય ગૃસ્થોએ પોતાના દયાના હાથ લંબાવી તેવો દુર્ઘટ ભુખમરો ન આવે તેની પહેલેથી પાળ ચાંપતા ઉપાયથી બાંધવી. નહિતો તેવા માણસોમાં રોગ વધતાં તેની અસર સારા માણસોને પણ ભોગવવી પડે છે. જુઓ સંવત ૧૯૫૬માં બચેલા ગૃહસ્થોને જમીદારો ફુલાઈ ગયા કે આપણુ સત્તા ( પૈસા ) વાળા માટે કાળ ઉતર્યો. પણ સંવત ૧૯૫૭ માં કાળનું પુંછડું કુદરતના સાહેબે એવું માર્યું કે, મોટા મોટા મુનીવરને ગરાસદારો પણ નબળી હવાને શરણ થયા અને કેકને ઘરે તાળાં દેવાણાં. માટે ગરીબ નિરાધારમાં ભુખમરો કે

રોગવાળો ન ચાલે તેનો દુકાળને પહેલે પગથીએ વિચાર બાંધવો ને ઠારોઠાર મોટાં ઉઘરાણાં કે પદરના પૈસાથી સદાવ્રતો અને અન્નાશ્રમો બાંધી કામે. કામનો ગૃહસ્થોએ ઉઠવું. રંગ છે, જગુડુશાને કે તેણે એકલે હાથે પંનરોતેરો કાળ આખા દેશને અનાજ પુરૂં પાડી ઉતરાવ્યો હતો ધન્ય છે તેની જનેતાને. એવાજ દયાના ભંડારરૂપ શાહ કે પાદુશાહ હોવા જોઇએ કહેવત છે કે--

જનની જણતો એવા જણજે, કાં દાત કાં શૂર;
નહિતો રહેજે વાંઝણી, મત ગમાવે નૂર.

૯ **પ્લેગ સામે ધુંજારો**—કોલેરા ઘણી ગરમી કે ઘણી સરદીથી થાય છે તેમ પ્લેગનો રોગ ગરમીથી વધતો નથી પણ ગરમીથીતેનાં જીવજંતુ નાશ પામે છે. હવે આ રોગનો હુમલો દેશમાં વધારે છે. માટે તેના ઉપાય તરીકે કિંચિત સલાહો અહીં લખવા રજા લઉંછું.

૧૦ જે ઘરમાં ઉંદર પડે કે પ્લેગની અસર જણાય તે ઘર ખાલી કરવું અથવા તુરત નીચેના ઉપાય લેવા.

૧. ઉંદર પડ્યો હોયતે ચીપીઆથી પકડીને અથવા કચરા ભેગો ગામ બહાર દાટવો ૨. ઉંદર પડ્યો હોય તે જગ્યાએ ખોદી ગ્યાસલેટ ને ખડ બાળી ગાર કરી નાખવી. ૩. ઘરનાં બધા માણસે નાવું ધોવું ૪. ઘરમાં ગાર કરી ધોળવું ૫. ઘરનાં નળીઆં પવન આવે જાય તેમ ઉખાડવાં ૬. ઘરનાં તમામ માણસને નાવા ધોવાની સુચના આપી, ઘર ખાલી કરી પછળથી ઘરના માલીકે કે ચાકરે સગડી સળગાવી તે ઘર વચ્ચે મુકી તેમાં ડામરને ગંધક બાળવાં ને ઘર બંધ કરવું. પછી તે ઘર ઉઘાડી ઓંસરી તથા ફળીમાં પણ એજ પ્રમાણે કરવું. પછી તે ઘરમાં રહેવું ( આડોસી પાડોસીને પણ એજ સલાહ દેવી ) ભોગ જોગે વધારે પ્રમાણમાં ઉંદર પડેતો તે ઘર ખાલીજ કરી દઈ બીજે સારા લતામાં કે ગામ બહાર ઝું-

પડાં કરી રહેવું. ૭. છેવટ તે ગામ તજી જ્યાં સારી હવા હોય ત્યાં ચાલતા થવું. પણ ઝેરી હવામાં રહેવું સલામતી ભરેલું નથી.

૧૧ ગામમાં પ્લેગનું જોર વધી જાયતો ગામ બધું સત્તાધીશોએ ખાલી કરાવવું કારણ થોડાં ઘર ખાલી કરાવ્યાં હોય ને થોડાં ઉંદર પડેલ બંધ હોયતો હવા ઉલટી વધારે બગડે છે. માટે તમામ ઘર આઠ દિવસની મુદતે માલીકે સુધારવાં કે સત્તાધીશોએ માલીકના ખર્ચથી સુધારવા. ( ગરીબ વર્ગના લોકોને ઘર સુધારવા મદદ કરવી) જો બધાં ઘર ન સુધરેતો હવા શાંત થતાં માણસો પાછાં ભરાય છે. પણ તેમા બંધીઆર સુધાર્યા વિનાનાં ઘર ઉઘડતાં જ ( ઉંદર પડેલ ઘર ઉઘડતાં સાથ ) ઝેરી હવા જંતુવાળી ફેલાય છે. ત્યારે પ્લેગે ફરી જોર પકડયું એમ લોકો કહે છે. માટે પ્રથમથીજ બધાં ઘર સુધારવાં.

## ખાસ–પ્રયોગો.

૧૨ ગામ ખાલી કર્યા પછી, તે ગામમાં દાખલ થતી વખતે માહાકાળીનો ગામ વચ્ચે હવન–કરી પછી દાખલ થવું.

૧૩ જ્યારે ઘર છોડવું ત્યારે ઘરની અંદરની પશીતે એક નાળીએર રડતું મુકવું. ઘરની ખડકીએ બે બાજુ સિંદુરનાં ત્રિશુળ કરવાં. જ્યારે પ્લેગ શાંત થાય. ત્યારે તે ઘરમાં દાખલ થયા પહેલાં ગાર ગોરમટી કરી. પોતાના ઈષ્ટ દેવનાં નિવેદ ઝારી–પેલું નાળીએર માહાકાળીને નામે વધેરી વહેંચી દેઈ પછી તે ઘરમાં સુખેથી રહેવું. આ પ્રયોગો ઇશ્વર કૃપાથી ગામની અને ઘરની હવા નિર્મળ રહેવામાં સહાયભુત થાશેજ.

૧૪. મરકીવાળા ભાગનાં માણુસો બીજા ગામમાં ચેપ દાખલ નુ કરે તે માટે ધટીત–ભય વિનાના ઉપાય લેવા જોઇએ.

૧૫. મરકીવાળા ભાગમાં લાખોનો મણ હોય તોપણ જવું ન જોઇએ. કેમકે એ ચેપી રોગ છે.

૧૬. જેના શરીરનો બાંધો મજબુત અને આરોગ્યતાના બરા-

બર નિયમ સાચવનારને તે અસર કરી શકતો નથી. કેમકે આપણા શરીરમાં જીવ જંતુની કોથળીઓ છે તેને અંગ્રેજીમાં બૉનીગાર્ડ કહે છે. તે બોનીગાર્ડ આરોગ્યતાના નિયમ માળનારના મજબુત હોય છે. જેથી બહારનો ઝેરી જંતુ, બૉનીગાર્ડ સાથે જુદ્ધમાં પાછાં પડી અંદર જવા પામતાં નથી. માટે પ્લેગના વખતમાં આરોગયતાના નિયમ પાળવા સાથ હિંમત રાખવી.

## પ્લેગના દરદી માટે ઉપચાર.

૧૭:—૧. શરદીનો વખત હોય તો ઘરે ઘરે સગડીઓના તાપ રાખવા. ને ચકલે ચકલે હોળીઓ કરવી. ૨. તુલશીનાં ઝાડ ફળીમાં રાખવાં કે ઝેરી જંતુ તેનાથી નાશ પામે છે. ૩. દરદીવાળા મકાનમાં ધુપધુમાડો કરતા રહેવો. ૪. દરદીને ખોરાક કાંજી વગેરે હલકો આપવો ૫. પ્લેગનો તાવ નરમ પડે તો બંકાંદ, લીંડીને આકડાના પાંદથી શેક કરવો. કે ઝેરી જંતુ શરીરમાં પ્રવેશ કરતાં નાશ પામે. ૬. ભાગ જોગે અંદર પેશી ગાંઠ નીકળે તો તેના ઉપર અળશીની પોટીસ મારવી. કે ડુંગળી કે રીંગણાં બાફી બાંધવાં. ૭. કેટલીકવાર ગાંઠની શરૂઆતમાં ડામ પણ અકસીર ઉપાય થઈ પડે છે. કેટલાક આકડાનું દુધ પણ મારે છે. ૮. ઘઉંની પોટીશ પણ મારે છે. ૯. કેટલાક કુણાં લીંબડાનાં પાંદની ટીશીઓની લુગદીઓ કરી ગાંઠ ઉપર મુકે છે. ૧૦. વળી કેટલાક ગુગળ, વખારણી, રાઈ, એરંજો, પારેવાની ચરક, સાવરસીંગ (ઘસીને ઉતારવું) એ છને ભેગાં કરી લઠી ગાંઠ મટે ત્યાં સુધી-ગાંઠ ઉપર લેપ કરવો. એટલે ગાંઠ પાકી ફુટી જશે. (સાવરસીંગ ન મળે તોપણ ચાલશે) ઉના પાણીથી લેપ કર્યા પહેલાં ધોતા રહેવું. ૧૧. તેમ ઇંટ વગેરેનો શેક કરવો. પ્લેગવાળા માણસને તાવ નરમ પાડવા દાકતરો કુઇનાઇન પણ દે છે. તો તાવ ધીરો પડયા પછી કુઇનાઇન કેટલું દેવું ને તાવમાં કેટલું દેવું તે દરદીની ઉમરના પ્રમાણમાં દેવાય છે. તે માટે યોગ્ય દાકતર કે દેશી

વેધની સલાહ લેવી. ૧૨. પ્લેગમાં બહુ ભેપાણુ હોય ને મુંઝારો જ-ણાય તો. ગધેડીનું દુધ પાવું કે ગમેડાનાં શી લીંડું ના શેર પાણી-માં દીવસ ઉગતામાં પલાળી નેવે મુકવાં. પછી તે બે ત્રણ કલાક રહેવા દઈ ચીપીઆથી ડુગાવી દેવી એટલે લીંડાનો રસ પાણીમાં ઉતર્યો હોય તેમાં ૧ા રૂપિઆભાર ગોળ નાખી ગળવું. અને એવી રીતે દરદીને પાણી ત્રણ દિવસ પાવાથી રોગની શાંતિ થશે. આમ અનુભવીઓ પ્લેગ વખતે ઉપાય લે છે. માટે ( શરીર ) દેહ-ગણુ પ્રમાણે ઉપાય લેવા.

## કોલેરાના દરદી માટે ઉપાય.

૧૮. કોલેરાની અસર જણાય કે તુરત તેને વખમો કે વધારણી ઘીમાં ગબાવળી, ૨. કોલેરા મિકસર દવા પાવી. ૩. અજમા કે કપુ-રના અર્કનું ફુમડું ચુસાવવું. ૪. ખોરાક ખાવા સાદો આપવો. ૫. શાંતિ થયા બાદ-કાંજી કે દહીંનું પાંસર્યું મોળું ને બાજરાનો ટાઢો રોટલો ચોળી ખવારવો. ૬. તેજાનાનો ચા જરૂર જણાય તો પાવો. ( શરદી જણાય તો. ) ૭ પેટમાં બળતરા જણાય તો ગોળનું પાણી ગળી પાવું. ૮. પાણી દરદ માત્રમાં જામેલુ પાવું. ૯ કપુરની ગોટી-ઓ ઘરમાં રાખવી. ને દરદી પાસે ને ઘરનાં દરેક માણસે કપુર પાસે રાખવું. ૧૦. દરદીને એક બાજુ અલગ રાખવો. ને આવાં અચાનક રોગો માટે અનુભવી દેશી વૈદ્ય કે ડાકતરથી તુરત દરદીની સારવાર લેવી. ઇશ્વર. આવા રોગો નાશ પમાડે એજ છેવટ પ્રાર્થનાછે.

---

## આશ્રયદાતાઓનાં મુબારક નામો.

નકલ. નામ.

વડોદરા.

૧ નવાબ સાહેબ મીર સદરૂદ્દીન હુસેનખાન સાહેબ
૧૦ મે. દામોદરભાઇ રાજારામ રા. નવાબ મીર સુદરૂદ્દીનના કા. સાહેબ
૧ રા. જટાશંકર હરગોવીંદ
૨ વકીલ રેવાશંકર પુરૂષોત્તમ
૧ શા ફુલચંદ મલુસુખ ખેડાસા
૧ કામદારજુગલીરામ મનસુખરામ
૧ વકીલ અંબાલાલ વીશ્વનાથ
૧ મુનશી ઇશ્વરરાય કલ્યાણરાય
૧ મોદી ગ-બરદાસ ત્રીકમદાસ
૧ વકીલ ગોવીંદલાલ ગીરધરલાલ
૧ પરીખ અમૃતલાલ નાથાભાઇ
૧૦ રોજરુરીગેશન એ. વી. કે દેશાઇ.
૭ કામદાર કેશવલાલ વૈજનાથ
૧ વકીલ ડાહ્યાભાઇ નેમચંદ
૧ દેશાઇ લાલાભાઇ છબાભાઇ
૧ જાની ત્રીભોવન જગજીવન

મુંબઇ.

૧૦ શા શારંગભાઇ વેરશી
૧૦ શા. તેજશી વેરશી
૨ ઝવેરી વિઠ્ઠલદાસ ચત્રભુજ
૨ ન્યાજી. જી એમ કાલેકર
૨ દવે પ્રભાશંકર ડાહ્યાભાઇ
૨ શા. લીલજી દેપાર
૨ શા. તેજશી કેશવજી

નકલ. નામ.

૨ રા. મથુરાદાસ ઠાકરશી
૨ રા. દામજી વરશી.
૨ રા. છોટાલાલ લક્ષ્મીરામ
૪ રા. ખત્રી ઓધવજી થાવજી
૨ રા ગેલાભાઇ લાલાધર કં.
૨ રા. ઠાકરશી નારણજી
૨ રા. શેઠ જમશેદજી માણેકજી
૨ રા. છગનભાઇ મંછુભાઇ
૨ રા હરસનદાસ રણછોડદાસ
૧ શેઠ હરગોવીંદદાસ ગોવર્ધનદાસ
૨ શા કલ્યાણજી માધવજી
૧ ઠ. નાગજી જીવરાજ
૨ શા. ગોરધનદાસ નારણદાસ
૨૫ ડાકટર જટાશંકર પુંજાભાઇ

વીરમગામ.

૧૪ ઠ ગીરધર મનજી શેઠ હીરાલાલ બાહાદરચંદ મારફત.
૧૩ શા. કમળશી મુળચંદ
૧ ઠાકર નથુરામ ગોરધનભાઇ

સાણંદ.

૪ ભટ વિષ્ણુરામ નથુરામ
૨ ઠ. મકનદાસ રણછોડદાસ
૨ શા. સુંદરભાઇ વલભચંદ
૨ શા, લાલચંદ તલકચંદ નાંદેજ
૨ નગરશેઠ મગનલાલભાઇ બરચ

વીજાપુર.

૨ રા. મોતીલાલ અંબાભાઇ

| નકલ. | નામ. |
|---|---|
| | વાલમ |
| ૨ | માસ્તર વાઘજીભાઇ ત્રીકમભાઇ |
| ૨ | પં. છોટાલાલ જેઠાભાઇ માણુન્દ |
| | પાલેજ. |
| ૨ | તલાટી ડાહ્યાભાઇ ખુશાલભાઇ |
| | જંબુસર. |
| ૨ | રા. ગીરધરલાલ જમનાદાસ |
| ૨ | વકીલ છોટાલાલ હરગોવીંદદાસ |
| ૨ | રા. ગણેશ રઘુનાથ ઉમેદપુરા |
| ૧ | ચત્રભુજ કાનજી દેલમાલ |
| ૧ | લખમીરામ કાનજી ,, |
| | અમરેલી |
| ૨ | પારેખ ત્રીભોવનદાસ કાનજી |
| | ટીંટોઈ. |
| ૨ | ઠા. દીપસિંહજી દોલતસિંહજી |
| | વનથરડી. |
| ૧ | મુખી વીઠલ લાલાદાસ |
| ૧ | મતાદાર કાળીદાસ નથુદાસ |
| | અંકલેશ્વરને ગોતા. |
| ૨ | શાહ નથુભાઇ કેવળદાસ. |
| ૨ | રા. નર્મદાશંકર ગુલાબરામ |
| | જરમાલ. |
| ૨ | મુની હીત વીજયજી |
| | વીસનગર. |
| ૪ | પંડીતશ્રી હીરવીજયજી |
| | મરોલી. |
| ૨ | માસ્તર ચુનીલાલ પ્રેમચંદ |
| | બાદરવા. |
| ૨ | રા. અમરતલાલ ગોવરધનદાસ |

| નકલ | નામ |
|---|---|
| | ગાણસાં. |
| ૧ | શા. હાથી મુળચંદ |
| ૧ | શા. ધરણીધર જેઠારામ |
| | માનપર. |
| ૧ | તલાટી છગનલાલ લાલચંદ |
| ૧ | શા. ત્રીભોવન ભવાનીદાસ |
| | પાટણ. |
| ૨ | પરી. વીઠલદાસ દલસુખરામ |
| ૧ | ગો. શેરાજુદ્દીન સમસુદ્દીન. |
| | કપાલ |
| ૧ | શુકલ મોતીરામ અંબારામ |
| | આગલોડને જસલણ |
| ૧ | કામદાર જીવણલાલ મોહનલાલ |
| ૧ | શેઠ રાઘજી વસ્તાજી |
| ૧ | શાસ્ત્રી દલપતરામ પરશોતમ |
| | પોરબંદર. |
| ૧ | ઠા. દામોદર રામજી |
| | ધારી. |
| ૧૦ | તલાટી કાનજી આશારામ |
| | ધ્રાંગધ્રા |
| ૨ | કારકુન આગરશી મહાશંકર |
| ૫ | રા. કૃપાશંકર કાશીરામ દવે |
| | સરકોલી. |
| ૫ | ઠાકોરશ્રી હિંમતસિંહજી |
| | કુકમેલ. |
| ૧૦ | પા. અંબાઇદાસ પગરા |
| | બગવાડા—તે, દેવાસા. |
| ૨ | તારાચંદ બાગુજી |
| ૧ | રા. રતનશી વીઠલભાઇ |

ન.લ. નામ.

મોરબી,

૪ દેશાઇ શળચંદ લીલાધર

૪ મેતા ભગવાનજી જીવરાજ

નડીઆદ.

૧ વૈદ્ય. મહાસુખરામ મનસુખરામ

ગોંડળ

૨ ઠ. રૂગનાથ વેલાભાઈ

બ્રાહ્મણ ગામને કીલેધાર.

૨ પ્રા. ગોવિંદભાઈ લખમીદાસ.

૨ કાદરભાઈ જીવાભાઇ.

સોલાપુર.

૫ શા. જેસીંગ ખાચાભાઇ.

ઝાડેશ્વર.

૧૦ અમીન કાળીદાસ પ્રભુદાસ.

કાકને ચનાકુજ.

૨ પા. મકનભાઈ અવીચળદાસ.

૨ બાલુભાઇ કલાનદાસ મણીઆર

માંડવાવાળુ જરગ

૨ શુક્લ જેઠાલાલ રવીશંકર.

વાડાસીનોર

૨ અમૃતલાલ કાળીદાસ.

જુનાગઢ

૪ જ. આબાસાલમ બીનસાલેહ.

કચ્છ લુણી કોઠારાને મુદ્રા.

૧૦. પો. મા જીવરામ લાધા લુણી

૫ ભટ લવા કાળીદાસ કોઠારા

૪ ઠ જાદવજી વીરજી. ,,

૯ ઠ. શામજી લખમીદાસ મુદ્રા

કચ્છ બેલા, નખત્રાણાને વીંઝણા

૨ વોરા. લાલજી પદમશી બેલા,

૨ મસ્તરૂ સુંદરજી મેઘજી.

૨ પો. મા. વલભદાસ ઉમરશી.

ઝાંઝમેર

૨ માસ્તર કાશીરામ લાધાભાઇ

ઉત્તરસંડ, ને બદરખા.

૨ જોશી વલભરામ જેઠારામ

૨ શા. મગનલાલ હકમચંદ

કડી ને કરજણ.

૨ શા છોટાલાલ શામળદાસ

૨ શેઠ હીરા હકમજી.

ખરશીયા, ને ખરર

૧ શા. સોમચંદ ધારશી.

૨ નારસંગબાવા ખુશાલબાવા.

રોજાટંકારીઆ,

૬ શા. લખમીચંદ ખુશાલચંદ

સિંધ–મીરપુર, ને સક્કર

૨ ઠ. ત્રીકમદાસ દેવજી મીરપુર

૨ ગાંધી બાલાચંદ કલ્યાણજી

રંગુન.

૨ મિ. કાસમ પીરમહમદ

ખેરગામ

૨ મિ. કાવસજી માણેકજી

સુલતાનપુર.

૧ જોશી ઓધવજી વીઠલજી

ડુંગરવાડા.

૨ મેતા. મગનલાલ અમથાલાલ

સાકરીઆ, ને સીસોદરા

૨ પટેલ મોતી કાના સાકરીઆ

૨ પટેલ જોરભાઇ મશોતભાઇ

ઢોંક.
૨ વાળાશ્રી વખતસિંહજી
આમોદ.
૨ સોની દામોદર ઝવેર
જેતલસર.
૨ વકીલ અભેચંદ કાળીદાસ.
પીરીયેડ, ને પીલવાઇ
૫ ચોધરી બાપાજી પિથુજી
૧ શા. અંબાલાલ ઉમેદસંગ
રાયપૂર (નાગપુર)
૧ ડૉ. કેશવલાલ લલુભાઇ
ઉમતા.
૧ પા. જોઇતા કનકદાસ
સકમપર (રે હીશાળા.)
૫ પા. અરજણ પરમા
૫ મહંત જુગલરામ હરીરામ.
ભંડારીઆ.
૨ મેતાજી બહેચર ગીગાભાઇ
૧ પા. અરજણ રામજી મોટા. મં.
લુડાળા.
૫ શા. રાઘવજી અમરચંદ
૧ ઠકર છગન અમરશી
જામખંભાળીઆ.
૧ મેતા નવલશંકર અમરજી
ધારગણી.
૧ મેતાજી કેશવજી કશળચંદ
૨ વીપ્ર તુલશીદાસ રાઘવજી
દાભોઇ.
૨ હીમતલાલ ત્રીભોવન
બીડોરા.

૮ વીપ્ર શામજી નાનજી મારફત.
અમદાવાદ.
૨ રા. મોતીલાલ દલપતરામ
૧ રા. હીરાચંદ જેસંગજી
૨ ઠ. મુલજી ગંગારામ
૨૦ રા. વરજરાય શાકરલાલ વકીલ
લીંબડી.
૨ દી. સાહેબ ઝવરભાઈ નાથાભાઇ
૨ મે. રે. કા. મેલાભાઈ રતનસંગ
રાજકોટ.
૨ ઠા. ત્રિકમજી લાલજી
૨ આ. મા. ત્રીભોવન દામોદર
રોજીદ (ધંધુકા)
૨ શુકલ છગનલાલ પ્રભાશંકર
૧ વૈદરાજ ગણુપતરાવ લકુ,
૧ વહીવટદાર બાલાભાઈ
૨ પ્રાઇ માસ્તર મણીશંકરભાઇ
કુંડલા
૫ દરબારશ્રી કાળુભા સાહેબ
૫ કામદાર લલુભાઇ નથુભાઇ
ત્રાજ.
૧૦ મુખી દ્વારકાદાસ લખમીદાસ
શાહપુરા ને મોટી પારડી.
૨ પટેલ ગલાબભાઈ દાદાભાઈ
૨ મે. અભેસંગ હીમતસંગ
ગોરાસુરને બડીઆલ (બાલ)
૫ ચુ. જાલમસંગ બીજીભાઇ
૨ પટેલ રૈઆનાથા, રૈઆરાજા,
૧૭૫ પાછળથી બાકી.